શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન-ગ્રંથમાળા ગ્રંથાંક-૪૫

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમો નમઃ

શ્રી નેમિ-અમૃત-ખાન્તિ સદ્‌ગુરુભ્યો નમઃ

ૐ

# ⊛ સ્નાત્ર મહિમા ⊛

[પરમપૂજ્ય પંડિતવર્ય શ્રી વીરવિજયજી મ. કૃત સ્નાત્રપૂજા, ભાવાર્થ અને શાસ્ત્રીય દૃષ્ટિપૂર્વક ભાવવાહી સુંદર ચિત્રો સહિત]

— સંયોજક —

પરમ પૂજ્ય સાહિત્યપ્રેમી મુનિવર્ય

શ્રી નિરંજનવિજયજી મ. સા.

જેઓશ્રી દ્વારા આજસુધી કથા સાહિત્યમાં લખાયેલા નવી જ ભાત પાડતા સુંદર ભાવવાહી મનોરમ્ય ચિત્રો સાથે ૨૫ જેટલા પુસ્તકો જૈન-જૈનેતર સમાજમાં ખૂબ જ લોકઆદર પામ્યા છે

પ્રકાશક

શ્રી નેમિ-અમૃત-ખાન્તિ નિરંજન ગ્રંથમાળા

કિંમત ૫૦ નયા પૈસા

( પ્રથમ આવૃત્તિ વિ સં ૨૦૦૫ પ્રત ૧૦૦૦ )
દ્વિતીય આવૃત્તિ સુધારા વધારા અને ચિત્રો સાથે વિ સં ૨૦૧૯
પ્રત ૨૦૦૦
પ્રકાશક
શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન ગ્રંથમાળા વતી
રસીકલાલ અમૃતલાલ શાહ
નગરશેઠનો વંડો, શાન્તિકુંજ ડોશીની,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

**ભગવાનના સ્નાત્ર વખતે ઇન્દ્રાણીનું આશ્ચર્ય !**

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभो शैशवे ।
रूपालोकन विस्मयाहृतरस भ्रान्त्या भ्रमच्चक्षुषा ॥
उन्मृष्ट नयनप्रभाधवलितं क्षीरोदकाशङ्कया ।
वक्त्रं यस्य पुन पुन स जयति श्री वर्धमानो जिन ॥

ભાવાર્થ—ભગવાન શ્રી વર્ધમાન સ્વામીના જન્મ સમયે મેરુશિખર ઉપર ક્ષીર સમુદ્રાદિના જલથી તેઓશ્રીનો અનુપમ જન્માભિષેક કરવામાં આવ્યો, તે સમયે પ્રભુનું રૂપ નિરખીને આશ્ચર્યથી ખેંચાયેલા રસની ભ્રાન્તિથી જેની આંખો ભમી રહી છે એવી અભિષેક કરતી ઇન્દ્રાણીએ, નેત્રની પ્રભાથી વિશેષ ઉજ્વલ બનેલું પ્રભુનું મુખ જોઈને, જાણે કે ક્ષીરોદક રહી ગયું હશે એવી શંકાથી વારંવાર લુછયું તે શ્રી વર્ધમાન જિનેશ્વર દેવ સદા જયવંતા વર્તો

મુદ્રક શાંતિલાલ હિંમતલાલ શાહ શ્રી હરિહર પ્રિન્ટિંગ વર્કસ, ખાડિયા, ચાર રસ્તા, અમદાવાદ

# પ્રકાશકીયનિવેદન

'સ્નાત્રમહિમા' નામની આ નાનકડી પુસ્તિકા પ્રગટ કરતા અમને ખૂબ સંતોષ અને હર્ષ થાય છે

'શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન ગ્રંથમાળા'એ પરમતારક શ્રી જિનેશ્વરદેવની ભક્તિ-ઉપાસના અને આત્માના આરાધનમા યત્કિંચિત્ સહાયક થાય તેવાં, નાના-મોટા ૪૪ પ્રકાશનો (મણકાઓ) પ્રગટ કર્યા છે ગ્રંથમાળાનો આ ૪૫ મો મણકો છે, તે શ્રી સંઘના સવિશેષ ઉપયોગી થશે, એવી આશા રાખીએ છીએ.

જ્યારથી વધી રહેલા જડવિજ્ઞાનના આ યુગના શ્રાવક શ્રાવિકા વર્ગમા નિર્મળ શ્રદ્ધાના બીજોને ટકાવવા અને વિશેષ પલ્લવિત કરવા, શ્રી જિનભક્તિ સિવાય બીજો કોઈ સરલ ઉપાય દેખાતો નથી

દરેક શહેરો અને ગામોમા, પોળો અને મહોલ્લાના ભાઈ-બહેનો, સમૂહમા રોજ સ્નાત્ર ભણાવે, બાળકોને પણ સાથે ભક્તિમા જોડે, શક્ય હોય તો વાજીંત્રોના સાજ સાથે ભક્તિરસની છોળો ઉછાળે, એ રીતે સવારના કલાક બે કલાક પ્રભુની અદ્ભુત ભક્તિમા, જનતા લયલીન બને તો ગમે તેવા વિ મ કાળમા-જડવાદના આ ઝેરી જમાનામા પણ જૈનો પોતાના સમકિત રત્નને સુરક્ષિત અને સમુજ્વલ બનાવી શકશે એમા લેશ પણ શંકાને સ્થાન નથી

એ રીતે પ્રભુભક્તિમા આ 'સ્નાત્રમહિમા'ની પુસ્તિકા સૌને સહાયક બનો એ જ શુભાભિલાષા

—પ્રકાશક

## શ્રી નેમિ-અમૃત-ખાંતિ-નિરંજન-ગ્રંથમાળાના પુસ્તકો

- ૧ શ્રાવક કર્તવ્ય હિન્દી ૦—૬
- ૨ જિનેન્દ્રગુણ મણિમાળા ૦—૧૧
- ૩ વીતરાગ ભક્તિ પ્રકાશ ૦—૫
- ૪ જિનેન્દ્રગુણ મણિમાળા નવી આવૃત્તિ ભા. ૧-૨ ૦—૧૩
- ૫ લઘુ સવા૦ સંગ્રહ ૧ ૦—૪
- ૬ નૂતન સ્તવનમંજુષા ૦—૧૦
- ૭ મહા પ્રભાવિક નવસ્મરણ સ્તોત્રાદિ સંગ્રહ ૦—૬
- ૮ કલ્યાણકાદિસ્તવનસંગ્રહ ૦—૧
- ૧૦ નવપદ ની અનાનુપૂર્વી ૦—૨
- ૧૨ હિન્દી-વિધિયુક્ત સામાયિક સૂત્ર સચિત્ર ૦—૬
- ૧૭ અવંતીપતિ વિક્રમાદિત્યની ધાર્મિક જીવનકથા ૧૫ ચિત્રો ૦—૮૦
- ૧૮ ઋદ્ધિ ગુણઆર ૧૧ ચિત્રો સહિત સુંદર કથા ૦—૮
- ૧૯ જ્ઞાનપંચમીનો મહિમા સાત ચિત્રો સહિત બે જીવનકથા ૦—૮
- ૨૦ અખાત્રીજનો મહિમા ૧૯ ચિત્રો સહિતકથા ૦—૧૨
- ૨૧ ભગવાન શ્રી આદિનાથ ૨—૮
- ૨૩ ભ૦ નેમિનાથ અને શ્રીકૃષ્ણ સુંદર ૩૪ ચિત્રો સાથે ૨—૦
- ૨૪ મૌનએકાદશીનો મહિમા ૦—૬
- ૨૫ પોષ દશમીનો મહિમા ૦—૮
- ૨૭ હિન્દી વિક્રમચરિત્ર ભા ૧ ૫—૦
- ૩૬ શ્રીગૌતમપૃચ્છા વૃત્તિ સંસ્કૃત પોથી-સોનેરી પાટની સાથે ૩—
- ૩૭ મહાશ્રાવક આનંદ ૦—૫
- ૩૮ શ્રીગૌતમપૃચ્છા-ગુજરાતી ભાષાત્મક નવલ વિવરણ તથા ૯૨ ચિત્રો યુક્ત ૩—૦
- ૩૯ હિન્દી વિક્રમચરિત્ર ભાગ ૨-૩ બને સચિત્ર કિં ૮—૦
- ૪૦ શ્રીસિદ્ધાચલ વંદનમાળા ૦—૨
- ૪૧ મયણા અને શ્રીપાળ સચિત્ર (છપાય છે) ૮—૦
- ૪૨ પાંચ પાંડવોને પ્રતિબોધ અને પાંચ અદ્ભુત દૃશ્યો સચિત્ર ૦—૬
- ૪૩ મહારાજા પ્રદેશી સચિત્ર ૦—૮
- ૪૪ મકરધ્વજની લીલા „ ૦—૫
- ૪૫ સ્નાત્રમહિમા „ ૦—૮

પ્રાપ્તિસ્થાન – રમીકલાલ અમૃતલાલ શાહ
C/o અમૃતલાલ મયાભાઈ શાહ
નગરશેઠનો વંડો, શાંતિકુંજ કોનોની ઘીકાંટા અમદાવાદ-૧

# જગતમાં સર્વશ્રેષ્ઠ કાર્ય
# શ્રી જિનેશ્વરદેવનું સ્નાત્ર

લેખક —શ્રી મણિરત્ન

શ્રીઅરહિંતદેવની ઉત્કૃષ્ટ કોટિની સામુદાયિક ભક્તિ કરવાનો અદ્ભુત લાભ 'સ્નાત્રપૂજા' દ્વારા જે મળે છે તેનુ વર્ણન થઈ શકે તેમ નથી

આપણે હાલ જે સ્નાત્રવિધિ કરીએ છીએ, તે શ્રી તીર્થંકરદેવોના જન્મ સમયે મેરુશિખર ઉપર ચોસઠ ઇંદ્રો અને અસખ્ય દેવો મળી, દેવાધિદેવનુ અનેક ભક્તિથી સ્નાત્ર કરે છે, તેનુ શાસ્ત્રદર્શિત અનુકરણ જ છે જે સાક્ષાત્ પ્રભુને સ્નાત્ર કરવા સમાન લાભ આપે છે

એક દષ્ટિએ વિચારીએ તો લાગે છે કે ભગવાનને સ્નાત્ર કરવા જેવુ કોઈ ઉત્તમ કામ છે જ નહિ જે કરવા માટે ચોસઠ ઇંદ્રો, છાસઠ સૂર્ય અને છાસઠ ચદ્ર, ચાર લોકપાલો, ગુરુસ્થાનકના દેવો, સામાનિક દેવો, સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્રની ૧૬ ઇંદ્રાણીઓ, અસુરેન્દ્રની દસ ઇન્દ્રાણીઓ તે જ પ્રમાણે નાગકુમાર આદિની દેવીઓ, અને કટકપતિ–સેનાપતિ, અંગરક્ષક આદિ વિશિષ્ટ અધિકારી દેવો તથા બીજા અસખ્ય દેવો અને દેવીઓ એક સાથે ભેગા થઈ દરેકે દરેક શ્રી તીર્થંકર ભગવાનને મેરુશિખર ઉપર લઈ જઈને અદ્ભુત ભક્તિથી રત્નજડિત સુવર્ણ કલશોમા ક્ષીર સમુદ્ર આદિના સુગંધી જલથી સ્નાત્ર કરે છે

સનત્કુમાર માહેન્દ્ર આદિ અચ્યુતેન્દ્ર સુધીના દેવેન્દ્રો જે કદી પણ કોઈ કાર્ય માટે–બીજા કલ્યાણક પ્રસગોમા પણ નથી આવતા તે મેરુશિખર ઉપર ભગવાનને સ્નાત્ર

કરાવવા અચૂક આવે છે અને અચ્યુતપતિના હુકમથી ભગવાનનો વિધિ-બહુમાનપૂર્વક સ્નાત્ર મહોત્સવ થાય છે એ વસ્તુ આ કાર્યની મહત્તા બતાવે છે

સર્વશ્રી અરિહંત દેવોના બીજા કલ્યાણક પ્રસંગો ભિન્ન ભિન્ન રીતે અને ભિન્ન ભિન્ન સ્થળે ઉજવાય છે જ્યારે આ એક જ પ્રસંગ –'જન્મ કલ્યાણક પ્રસંગનું સ્નાત્ર' એ તો અનંતાનંત શ્રી તીર્થંકર દેવોનું એક જ સ્થળે મેરુશિખર ઉપર પાંડુક વનમાં શાશ્વતશિલા ઉપર અને એક જ સરખી વિધિથી ઉજવાય છે, એ વાત ધ્યાનપૂર્વક વિચારીએ તો આ કાર્યનું અલૌકિક મહત્ત્વ જણાઈ આવે તેમ છે

આવું સર્વ શ્રેષ્ઠ કાર્ય તો દરરોજ કરવું જોઈએ, પ્રભુની આવી ભક્તિ ઇંદ્રોની જેમ કરવાનો સુભગ અવસર આપણને શીઘ્ર પ્રાપ્ત થાય એવી પ્રાર્થના કરવી જોઈએ

આજે પણ કેટલાક પ્રભુશાસનને સમર્પિત કરોડપતિ શ્રીમંત શેઠિયાઓ અને બીજા શ્રદ્ધાવંત શ્રાવકો પ્રભુનો સ્નાત્ર મહોત્સવ દરરોજ અદ્‌ભુત ભક્તિથી કરે છે તેમની સાધન-સામગ્રીપૂર્વકની વિધિ અને ચામર વિંઝતા વિંઝતા એક અનન્ય સેવકની જેમ તેઓ જે નાચ કરે છે તે જોઈને પણ આપણને ભાવોલ્લાસ થાય છે

આપણે પણ યથાશક્તિ, વિધિ-બહુમાનપૂર્વક દર રોજ શ્રી અરિહંતદેવની સ્નાત્રપૂજા કરવી જ જોઈએ

જે કોઈ આત્મા અમૂલ્ય માનવભવમાં આવી સુંદર અદ્‌ભુત શ્રી જિનેશ્વરદેવની ભક્તિ કરશે તે માનવજીવનને સફળ કરશે सुज्ञेषु किं बहुना ।

# સ્નાત્રપૂજા એટલે શું ?

લે પરમ પૂજ્ય પં. શ્રી રાજેન્દ્રવિજયજી ગણિવર
(ડહેલાવાલા)

જિન જન્મે જબ જગતમેં, છપ્પન દિકકુમરી આવે,
સુતિકર્માદિ હોંગે કરીને, નિજ નિજ સ્થાને જાવે ૧
સપરિવારે શક્ર પધારી, જિન લેઇ મેરુ જાતા,
ચોસઠ ઇન્દ્ર મિલી મળીને, સ્નાત્રમહોત્સવ કરતા. ૨
માતા પાસે જિન સ્થાપીને, સુરેન્દ્ર સુધર્મે જાતા,
રાજેન્દ્ર પ્રભાતે વધાઇ સુણીને, હરખે ઉત્સવ કરતાં ૩

અતીત, અનાગત ને વર્તમાન સમગ્ર શક્રેન્દ્રોનો એ શાશ્વત આચાર છે કે જ્યારે જ્યારે જગતમા વિશ્વવંદ્ય ત્રિભુવનપતિ જિનેશ્વરદેવોનો જન્મ થાય ત્યારે ત્યારે સર્વો ત્કૃષ્ટ પુણ્યવંત તે શ્રી જિનેશ્વરભગવંતોનો મેરુપર્વત ઉપર અભિષેકાદિ સ્નાત્ર મહોત્સવ કરે ભાવાતિરકથી એ રીતે સ્નાત્ર મહોત્સવ કરતા તે દેવ દેવેન્દ્રો પોતાના આત્માને નિર્મળ કરે છે

શ્રી કલ્પસૂત્ર આદિ જીનાગમોમા, ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર તથા વાસુપૂજ્ય ચરિત્ર વિગેરે અનેક ચરિત્ર ગ્રન્થોમા સ્નાત્ર મહોત્સવનુ રસભર વર્ણન છે **મહાજનો યેન ગત: સ પન્થા:** એ ઉક્તિ અનુસાર સુરાસુરેન્દ્રોના આ શાશ્વત આચારને અનુસરણરૂપે શ્રદ્ધા સંપન્ન શ્રાદ્ધવર્યો પણ સ્વશ્રેય કાજે ભગવંતનો સ્નાત્રમહોત્સવ પરમ ભક્તિ વડે કરે છે અને સ્વજન્મ ધન્ય બનાવવાં સાથે આત્મનિર્મળતાને પામે છે

આ માટે મહાપુરુષોએ વિવિધ રાગરાગણીઓયુક્ત વિવિધ ભાવ ભરપૂર સ્નાત્રપૂજાઓ પણ દેશીય ભાષામા રચી છે જેમાના શાસ્ત્રોક્ત ઘણા વર્ણનો મનનીય અને આનદપ્રદ છે કઈ રીતે તીર્થંકર નામકર્મ નિકાચિત કરી તીર્થંકર થાય, કયા કયા પુણ્યક્ષેત્રોમા તીર્થકરો જન્મે, માતા કયા ચૌદ મહાસ્વપ્નો જુવે, જન્મ સમયે ત્રિજગ ઉદ્યોત થયા બાદ આસન કપતા ૫૬ દિક્કુમારિકાઓ આવી સ્વ આચાર કરીને જતા શક્રેન્દ્રનુ સિહાસન કપતા, દેવાધિ દેવનો જન્મ જાણી, પરમ હર્ષથી હરિણગમેષી સેનાધિપતિ દ્વારા વિશાળ કાય સુઘોષા ઘટ વગડાવી કેવી ઉદ્‌ઘોષણા કરાવે છે? ત્યારબાદ ભગવતની માતા પાસે આવી ભગવતને મેરુ પર લઇ જવા–ક્ષીરોદધિજલ સાથે અનેક પવિત્ર તીર્થાદિ સ્થળેથી પવિત્ર ઔષધિ અને જલ વિગેરે મગાવવા–અભિષેક સાધન સામગ્રીનુ વર્ણન અને સ્નાત્રમહોત્સવમા કયા કયા ઇન્દ્રો, દેવો ને દેવીઓનો કયો કયો અધિકાર છે વિગેરેનુ સુદર વર્ણન તે પૂજાઓમા છે

આવા મહામહોત્સવમા મેરુ પર્વત પર ભાગ લેવાનુ કે પ્રત્યક્ષ જોવાનુ અહોભાગ્ય પ્રાપ્ત થાય તો કેવુ સારુ! એમ સહેજે ભવ્ય જનોને થાય અને સ્નાત્રપૂજા કરનારને એ થવુ પણ જોઇએ એવા ભાવથી રોમાચિત થતા કોટી ગમે કર્મ રજ આ પ્રદેશથી ખરી પડે છે આમ નિર્જરા અને સુપુણ્યના હેતુભુત મહામહિમાવત આવા સ્નાત્ર મહોત્સવો ભવિકોએ ઉજવી સ્વશ્રેયને સાધવુ જોઇએ

# સ્નાત્રપૂજા

લેખક પરમ પૂજ્ય પન્યાસ શ્રી ધુરંધરવિજયજી ગણિવર

ઉપક્રમ –શ્રી તીર્થંકર પરમાત્મા તીર્થંકરના ભવના આગની ત્રીજા ભવે તીર્થંકર નામકર્મ નિકાચિત કરે છે ત્યાંથી દેવનો ભવ ક્વચિત્ નારકનો ભવ કરી મનુષ્યક્ષેત્રમાં કર્મભૂમિમાં તીર્થંકર રૂપે જન્મે છે દિશાકુમારીઓ સૂતિકર્મ કરે છે અને ઇન્દ્રો મેરુ પર્વત ઉપર પ્રભુને લઈ જઈ જન્માભિષેક કરે છે સૂત્રગ્રંથોમાં આ પ્રસંગનુ વિશિષ્ટ વર્ણન મળે છે

ભવ્યાત્માઓ ઇન્દ્રોના એ ભક્તિકર્તવ્યનુ અનુકરણ કરી વિવિધ પ્રકારે જ મસ્નાત્રનો ઉત્સવ ઉજવે છે વિધિવિધાનના ગ્રંથોમાં એ સ્નાત્ર અંગે પણ ખાસ વિધાનો છે ભાવવાહી સંસ્કૃતપ્રાકૃત સૂક્તોના પાઠપૂર્વક જ્યારે સ્નાત્રમહોત્સવ થતો હોય ત્યારે મેરુ પર્વત ઉપર ઇન્દ્રોના સ્નાત્રમહોત્સવનો આભાસ ખડો થાય છે

પ. શ્રી દેવચન્દ્રજી કૃત-સ્નાત્રપૂજા છેલ્લાં ત્રણસો વર્ષમાં આ વિધાને સ્નાત્રપૂજા તરીકે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે પ્રચલિત સ્નાત્રપૂજાઓમાં પ્રાચીન કોઈ હોય તો તે પ. શ્રી દેવચન્દ્રજી કૃત સ્નાત્રપૂજા છે તેમાં પ્રથમ ગાથા અને ઢાળ કહેવાપૂર્વક વર્તમાન–ચોવીશીના આદિ–શાન્તિ–નેમિ–પાર્શ્વ ને વીર એ પાંચ પ્રભુને કુસુમાંજલિ કરવાની છે

જો કે અહી પ્રચલિત વિધિ પ્રમાણે પ્રભુના ચરણ–જાનુ–હસ્ત ખભા–અને મસ્તક એમ પાંચ સ્થળે પૂજા કરવાનુ છે પણ ગાથા અને ઢાળની રચનાને તે બંધબેસતુ નથી ચાલુ વિધિ પ્રચલિત ક્યાંથી થયો તે જોવાનુ રહે છે

ત્યારબાદ ત્રીજા ભવે જિન નામકર્મ નિકાચિત કરે ત્યારથી આરંભીને યાવત્ મેરુ પર્વત પર જન્માભિષેક ઉજવ્યા બાદ પ્રભુને માતા પાસે મૂકી ઇન્દ્રાદિ દેવો નંદીશ્વર જઈ ઉત્સવ કરે ત્યાંસુધીનું સંક્ષિપ્ત છતાં ભાવવાહી સર્વજિન-સામાન્ય વર્ણન છે આ રચનામાં તે સમયમાં સ્વાભાવિક ગણાતી ભાષા છે કે જે અત્યારે પ્રાકૃતપ્રચુર લાગે છે

પ શ્રી દેવચન્દ્રજીનું આત્મલક્ષી પદ્ય સાહિત્યરચનામા વિશિષ્ટ સ્થાન છે તેઓ ખરતરગચ્છના હોવા છતાં ગચ્છનો આગ્રહ તેમની કૃતિ ઓમાં દેખાતો નથી છતાં પ્રસ્તુત સ્નાત્રપૂજામાં 'ખરતરગચ્છ જિન આણારંગી' એ પદ છે એ પદ આ સ્નાત્રપૂજાને સર્વગચ્છ સાધારણ એકસરખી કરવામાં આડે આવતું હોય એમ લાગે છે

**પ. શ્રી વીરવિજયજી કૃત સ્નાત્રપૂજા** આ પછી પં શ્રી વીરવિજયજી મહારાજ તથા પં શ્રી રૂપવિજયજી મહારાજ કૃત સ્નાત્રપૂજાઓ આવે છે તેમાં શ્રી વીરવિજયજી મહારાજની સ્નાત્ર પૂજા વર્તમાનમાં ખૂબ પ્રચલિત અને પ્રસિદ્ધ છે

'સરસશાન્તિ સુધારસસાગર' થી આરંભીને 'ઘરઘર હર્ષ વધાઈ' સુધીની આ કૃતિ સમ્યગ્બોધ ભવ્ય આત્માઓને કંઠે રમી રહી છે અનેક સ્થળોમાં પ્રતિદિન પ્રાતઃસમયે આ કૃતિના મધુર શબ્દો શ્રવણ ગોચર થતા હોય છે આ કૃતિ આટલી વ્યાપક થવામાં પ્રધાન કારણ કોઈ હોય તો તે પૂ પં શ્રી વીરવિજયજી મહારાજની કવિત્વશક્તિ છે આ કૃતિમાં પ્રથમ સાત કુસુમાંજલિ કરવાની છે તેમાં પાંચ જિન ઉપરાંત ચોવીશ જિનને અને સર્વજિનને એમ બે કુસુમાંજલિ આવે છે' પછી તો શ્રી દેવચન્દ્રજી કૃત સ્નાત્રપૂજા પ્રમાણે જ મહત્ત્વનું વર્ણન છે શ્રી દેવચન્દ્રજી કૃત સ્નાત્રપૂજાનું તે વિશિષ્ટ અનુકરણ છે એમ કહીએ તો અયથાર્થ નથી

છે ને કર્તાએ પોતાની પરંપરા આપી છે તે આ પ્રમાણે—

(૧) પૂ શ્રીસિદ્ધસૂરીશ્વરજી (૨) પૂ પં સત્ય વિ ગણી (૩) પૂ પૂ કર્પૂર વિ ગણી (૪) પૂ પં ક્ષમા વિ ગણી (૫) પૂ શ્રી સુજસ વિ મ (૬) પૂ શ્રી શુભ વિ મ. (૭) પૂ પં વીરવિજયજી મ

આ સ્નાત્રપૂજા તેમણે કઈ સાલમા રચી છે તેનો ઉલ્લેખ નથી. છતા તેમનો રચના સમય ૧૯ મી સદીનો ઉતરાર્ધ છે એ સ્પષ્ટ છે

૫ શ્રી રૂપવિજયજી કૃત સ્નાત્રપૂજા – શાસ્ત્રીય દૃષ્ટિએ પાછળ પડી ગયેલ સ્નાત્રપૂજા પં શ્રી રૂપવિજયજી મ ની છે વસ્તુ સમાન હોવા છતાં આ કૃતિમાં રચના સ્વાતંત્ર્ય સારુ જળવાયુ છે કવિત્વ કે ભાવની અપેક્ષાએ પણ આમા કોઈ પણ પ્રમરની ન્યૂનતા નથી છતાં આ પ્રચલિત નથી બની તેમાં પ્રધાન કારણ કોઈ હોય તો તે સુકુમાર જનતાને અનુરૂપ અર્થ અને શબ્દની સુકુમારતા પૂર્વમા જેવી છે તેવી નથી એ જ છે

શરૂઆતમાં સાત કુસુમાજલિઓ છે ત્યારબાદ પૂર્વવત્ સર્વ વર્ણન છે પણ પૂર્વ કરતા અહી કાંઈક વિસ્તાર છે શરૂમાં વીશ સ્થાનકના નામો છે શ્રેણિકની માફક કોઈ એક બે પદને આધારે એમ સ્પષ્ટ કર્યુ છે ચ્યવન કલ્યાણકમાં સ્વપ્નદર્શન ઉપરાંત ઇન્દ્રો આવે અને તીર્થંકર માતાને સ્તવીને પાછા ફરે, ઉત્તમ ભાવના ભાવે ઈત્યાદિ છે

જન્મ કલ્યાણકમાં ગ્રહો અને પ્રકૃતિનુ વર્ણન થોડુ વિસ્તારથી વર્ણવ્યુ છે પછી દિક્કુમારી ઉત્સવ ઇન્દ્ર–મહોત્સવનુ વર્ણન છે આઠ જાતિનાં કળશો કેવાં પ્રકારે–કેટલાં સખ્યામાં હોય છે. બીજાં પૂજોપકરણ પણ કેવાં હોય છે. ક્યાં સ્થળેથી જલ ઔષધિ વગેરે લાવે છે કેવાં ફૂલો વપરાય છે

ઇત્યાદિ સર વિસ્તાર છે આ પ્રમાણે વર્ણનનો વિસ્તાર હોવા છતાં આ સ્નાત્રપૂજા પૂર્વની સ્નાત્રપૂજાઓ કરતાં વધુ પડતી લાબી ન થઇ એ એની ખૂબી છે આ કૃતિની રચના પૂજ્ય શ્રી વિજયજિનેન્દ્રસુરિજીના રાજ્યે કરવામા આવી છે અને પં સત્યવિજયજી મહારાજથી પોતે થયા ત્યાસુધી પરંપરા જણાવવામા આવી છે આ સ્નાત્રપૂજાનો રચનાસમય પણ ૧૯ સદીનો ઉત્તરાર્ધ છે પં રૂપવિજયજી મહારાજે રચેલી પૂજાઓ વીશસ્થાનક પીસ્તાલીશ આગમ પંચજ્ઞાન અને પંચકલ્યાણકનો રચનાકાળ ૧૮૮૭ થી ૧૮૮૯ સુધીનો છે એટલે તે ગાળામા આ સ્નાત્રપૂજા પણ રચી હશે એમ સંભાવના કરી શકાય.

શ્રી દેવપાલ કૃત સ્નાત્રપૂજા અન્ય સ્નાત્રપૂજાની જેમ આ સ્નાત્રપૂજા સર્વજિન સાધારણ નથી આમ પ્રથમ પાંચ કુસુમાંજલિ પછી શ્રી આદિજિન જ માલિકા કલશ છે અને પછી શ્રી પાર્શ્વજિન જ માલિકા કલશ છે

ભાષા દૃષ્ટિએ પ્રાકૃત શબ્દોનો વિશેષ ઉપયોગ છે કર્તાએ આ રચના કયે સમયે કરી વગેરે ખાસ ઉલ્લેખ કર્યો નથી આ રચનાની પ્રસિદ્ધિ સ્નાત્રપૂજા તરીકે થઇ છે છતા આનુ સ્થાન સ્વતંત્ર બે કળશ તરીકે રહે એ વિશેષ સમુચિત છે

દેવપાલની અન્ય કૃતિઓ તથા પરંપરા સબંધી વિશેષ હકીકત જાણવામાં આવી નથી

શ્રી શાન્તિજિન કળશ સ્નાત્રપૂજાના અંગ તરીકે શ્રી જ્ઞાનવિમલસૂરિજી મહારાજનો શ્રી શાંતિનાથ જિનકળશ પણ સારી રીતે પ્રચલિત થયેલ છે આ કળશમાં શ્રી શાંતિજિનના ચ્યવન કલ્યાણક અને જન્મ કલ્યાણકનુ વર્ણન છે સ્વપ્નનો અધિકાર વિસ્તારથી અને રેચક ભાષામાં છે દિશાકુમારીનો અધિકાર 'દિશિકુમરી કરે

# ० मंगलाचरण ०

तीआणागय वट्टमाणवरिहा सव्वेवि सुक्खावहा
पाणीण भवियाण संतु सयय, तित्थयरा ते जिणा,
जेसिं मेरुगिरिम्मि वासवगणा, देवंगनासंगया,
भत्तीए पकुणंति जम्मणमह सोवण्ण कुमाईहिं ॥१॥

ભાવાર્થ—અતીત, અનાગત અને વર્તમાન ત્રણે કાળના સર્વે શ્રી જિન-અરિહંત-તીર્થંકર દેવો, ભવ્યાત્મા ઓને સતત સુખ દેનાર થાઓ, જેઓનો જન્માભિષેક મહોત્સવ દેવ-દેવીઓની સાથે સઘળાય ઇન્દ્રો, સુવર્ણ કળશોવડે મેરુશિખર ઉપર અદ્‌ભુત ભકિતપૂર્વક કરે છે

---

## આવો સમજપૂર્વક સ્નાત્ર ભણાવો

લેખક-પરમ પૂજ્ય મુનિવર્ય શ્રી યશોવિજયજી મ સા

મોગરાની કળી એ પણ કળી છે, કરેણના ફૂલની કળી એ પણ કળી છે લસણની કળી એ પણ કળી છે એકમા સુગંધ અને સૌન્દર્ય બને છે, બીજામા સુગંધ નથી પણ એકલુ સૌન્દર્ય છે જ્યારે ત્રીજી લસણ કળીમા સુગંધ અને સૌન્દર્ય બ નેમાથી એકેય નથી પણ એકલી દુર્ગન્ધ રહેલી છે

જગતમા માનવી તરીકે જન્મ પામેલા અનેક આત્મા ઓના જીવનમા પણ એ જ દશા છે કોઈ માનવજીવન સુગંધ અને સૌન્દર્યથી મઘમઘાટ કરતુ હોય છે એ

સૌન્દર્ય અને સુગન્ધ પાછળ અનેક મનુષ્ય-ભ્રમરો સુગ્ધ અને છે કોઈ કોઈ માનવનુ જીવન ઉપરના આડબરથી સૌન્દર્યભર્યું ક્ષણવાર લાગે છે અને તે કારણે એ આડ અરજન્ય સૌન્દયથી અમુક વર્ગ તે તરફ પ્રથમ તો ઢળે છે, પણ તેમાથી સાચી સુગન્ધ પ્રાપ્ત થતી નથી એટલે પછી કેવળ બાહ્ય સૌન્દર્યને ધારણ કરનાર વ્યક્તિનો આશ્રય છોડી દે છે જેનામા સુગન્ધ નથી, અને સૌન્દર્ય નથી પણ દુર્ગન્ધ ભરેલ છે તેનો તો કોઈ થોડી બુદ્ધિવાળો મનુષ્ય પણ આશ્રય લેતો નથી

આપણા જીવનમા નથી આજે સૌન્દર્ય કે નથી સુગન્ધ, વિવિધ પ્રકારની વિપરીત પ્રવૃત્તિઓથી આપણુ જીવન આપણે કદરૂપુ બના વુ છે તેમજ કામ, ક્રોધ, માન, માયા, અહકાર અને અસતોષની બદબોથી આપણુ અતરગ જીવન કેવળ દુર્ગન્ધમય બન્યુ છે ગજા, મહારાજ કે ચક્રવર્તી, શ્રીમત કે શાહુકાર આવુ દુર્ગન્ધની બદબોભર્યુ જીવન જીવે તો તે જીવનની કશી જ કિમત નથી. કાચનો ટુકડો પણ તેવા જીવનથી અધિક કિમતી છે જીવનની સફલતાનો આધાર બાહ્ય સપત્તિ કે સત્તાની પ્રાપ્તિમા નથી પરતુ સૌન્દય અને અતરગ સુવાસના સહયોગમા જ છે

અનતકાળની કુટેવોજન્ય કદરૂપતા તેમજ કામ, ક્રોધાદિ વાસનાઓની દુર્ગન્ધ દૂર કરીને જીવનને સૌન્દર્ય અને સુવાસથી ભરી દેવુ હોય તો પ્રભુભક્તિ તે માટેનુ પરમ

"સાધન છે અનન્તકાળથી અંધકારમય સંસારરૂપી ભયંકર અટવીમાં અથડાતા માનવી માટે પ્રભુભક્તિ એ દિવ્ય પ્રકારનું અનુપમ કિરણ છે માર્ગ ભૂલેલા મુસાફર માટે પ્રભુભક્તિ એ અસાધારણ ભોમીઓ છે ભવદરિયે ઝોલા ખાતી નૌકા માટે પ્રભુભક્તિ એ દીવાદાંડી છે સ્વર્ગના સુખો આપનાર એ પ્રભુભક્તિ જ છે અને સકલ કર્મનો ક્ષય કરી મુક્તિના ધામમા પહોચાડનાર પણ એ જ પ્રભુભક્તિ છે

જૈનશાસનમા પ્રભુભક્તિના જો કે અનેક પ્રકારો છે પરંતુ એ બધાય પ્રકારોમા વિધિવિધાન અને રાગ–રાગણી સાથે ભણાવામા આવતો સામુદાયિક સ્નાત્ર મહોત્સવ અનન્તકાળના અંધકારનુ નિવારણ કરી આત્મમંદિરમા અજવાળુ પ્રગટ કરવા સાથે વિશુદ્ધ ભાવને ઉત્પન્ન કરવામાં વિશિષ્ટ ભાગ ભજવે છે જ્યારે જ્યારે ઉલ્લસિત–ભાવથી સામુદાયિક સ્નાત્ર–મહોત્સવ ચાલતો હોય છે તે અવસરની તન્મયતા અને અંતરનો–આનંદ એ કોઈ અવર્ણનીય હોય છે ને કહો જીહ્વાથી એ આનંદ વર્ણવી શકાય તેમ નથી

## આ સ્નાત્ર મહોત્સવનો શુ ઉદ્દેશ છે?

એ બાબત સ્નાત્ર ભણાવનારની સમજમા આવે તો વળી તેને વધુ ભાવોલ્લાસ જાગે પરમ ઉપકારી જિનેશ્વર ભગવતો જે ભવમા તીર્થંકર થવાના હોય છે તેથી આગળના ત્રીજા ભવના વિશતિ સ્થાનક તપની આરાધના સાથે "સવિ જીવ કરુ શાસન રસી, ઐસી ભાવ

છે અવધિજ્ઞાનથી પ્રસગ જાણવામા આવતા તરત જ પોત'
પોતાના સિંહાસન ઉપરથી ઊભા થઈ જે દિશામા પ્રભુનો
જન્મ થયો છે તે દિશા તરફ સાત આઠ પગલા ચાલી
શક્રસ્તવ–નમુત્થુણ સૂત્રના ઉચ્ચારણ વડે પ્રભુની સ્તુતિ કરે
છે પ્રથમ ૫૬ દિક્કુમારીઓ પ્રભુનો જ્યા જન્મ થયો છે
ત્યા ભકિત વિગેરે નિમિત્તે આવીને પોતાને યોગ્ય એવું
કર્તવ્ય બજાવે છે અને અતે ભકિત–સ્તુતિ કરીને પોતાના
સ્થાનકે જાય છે બાદ સૌધર્મ દેવલોકના ઇન્દ્ર મહારાજા
સ્વય પૃથ્વીતલ ઉપર આવે છે પાચ રૂપ કરીને એક રૂપ
વડે પ્રભુને કરકમલમા ગ્રહણ કરે છે, એક રૂપે પ્રભુના
મસ્તકે છત્ર ધારણ કરે છે એક રૂપ વડે પ્રભુની આગળ
વજ્ર ઉલાળે છે, અને બે રૂપ વડે પ્રભુને ચામર વીઝે છે
અને તે રીતે ભગવાનને મેરુ ઉપર લઈ જઈ બીજા ત્રેસઠ
ઇન્દ્રો અસખ્ય દેવ–દેવીઓના પરિવાર સાથે પ્રભુનુ તીર્થ
જલ વિગેરે પવિત્ર જલથી અભિષેક કરવા ઉપરાત કેશર–
ચદન પુષ્પાદિની વિપુલ તેમજ સર્વાંગ સુદર સામગ્રીથી
પૂજા કરવામા આવે છે અતે આરતિ મગળ દીવો ઉતારી
પુન ભગવતને તેમની માતા પાસે મૂકી પ્રભુના અગૂઠામા
અમૃતવાહિની નાડીઓ સચાર કરીને સર્વ ઇન્દ્રાદિ દેવો
પોતે પોતાના સ્થાને જાય છે શ્રી કલ્પસૂત્ર વિગેરે ગ્રંથોમા
પ્રભુના જન્મ મહોત્સવનુ વર્ણન ખૂબ વિસ્તારથી કરેલુ છે
જે પર્યુષણમા આપણે દર વર્ષે સાભળીએ છીએ

આપણે આજે જે પ્રભુ પ્રતિમાજી પાસે
સ્નાત્રમહોત્સવ ભણાવીએ છીએ તે પ્રભુના જન્મ

પ્રસંગે ઇન્દ્રાદિ દેવોએ મેરુ ઉપર પ્રભુનો જે અભિષેક મહોત્સવ કર્યો છે તેનુ અનુકરણ છે ત્રણ બાજોઠ-ત્રિગડુ એ આપણો મેરુ પર્વત છે ભગવતની પડિમા (પ્રતિમા) એ આપણા સાક્ષાત્ ભગવાન છે અને સ્નાત્ર ભણાવનારા ભાઈ ઓ બહેનો તે ઇન્દ્ર-ઇન્દ્રાણીઓ, દેવ-દેવીઓ છે એ પ્રમાણે કલ્પના કરવાની છે

આ બધી સમજણને ધ્યાનમા રાખીને આપણે સ્નાત્ર ભણાવવાનુ હોય છે એ સમજણ સાથે સ્નાત્ર ભણાવતા ચિત્તવિક્ષેપ થતો નથી મનની એકાગ્રતા મળે છે કોઈ કોઈ વાર અતિ ઉલ્લસિત ભાવ આવતા અમૃતકરણીનો પણ આત્માને અનુભવ થાય છે અને એ રીતે સ્નાત્ર ભણાવનારનુ જીવન સૌદર્ય અને સુગધથી મઘમઘતુ બનવા ઉપરાત માનવજીવનની સફળતા પ્રાપ્ત કરે છે માટે સર્વ કોઈ ભાઈ-બહેનોએ ઉલ્લસિત ભાવથી સમજણપૂર્વક સ્નાત્ર ભણાવી જીવનને ધન્ય બનાવવા અવશ્ય પ્રયત્ન કરવો

### સુઘોષા ઘટ કયા છે? અને કેવો છે?

પ્રથમ સૌધર્મ દેવલોકમાં 'સુઘોષા ઘટ' [illegible] યોજન પહોળો છ યોજન ઊચો, તેનુ લોલક [illegible] લાંબુ હોય છે તે ઘટ પાયગો દેવના મણી [illegible]

# શ્રી સ્નાત્ર માહાત્મ્ય

લેખક પ પૂ મુનિવર્યશ્રી દર્શનવિજયજી મ સા (ત્રિપુટી)

## જન્માભિષેક

જગત અનાદિ અનત છે, તેમ જૈનધર્મ, તીર્થકરો, જિનપ્રતિમા અને પ્રભુપૂજા વિગેરે પણ અનાદિ કાળના છે જિનપ્રતિમાઓ શાશ્વત[1] છે તેમ તેની પૂજાવિધિ પણ શાશ્વતકાળ પ્રવર્તે છે

શ્રીરાયપસેણીસૂત્ર, શ્રીજીવાભિગમસૂત્ર, શ્રીજમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્ર, સબોધપ્રકરણ, પૂજાપ્રકરણ, વિજયચદકેવલી-ચરિય, અનન્તનાહજિણચરિય, ગુણવર્મા ચરિત્ર વિગેરે આગમો, ગ્રથો અને ચરિત્રોમા વિવિધ જિનેન્દ્ર પૂજાઓનુ વર્ણન છે, જેના આધારે સત્તરભેદી અષ્ટપ્રકારી, પચપ્રકારી, બેપ્રકારી એમ અનેક પૂજા વિધિઓ મળે છે આ દરેક વિધિઓમા સ્નાત્રપૂજા તો પ્રધાનરૂપે હોય છે જ આ ભેદો પૈકી કોઇ એક પ્રકારની પણ જિનપૂજા કરનાર મનુષ્ય પોતાનુ આત્મકલ્યાણ સાધી શકે છે

શ્રી તીર્થંકર ભગવાન ત્રણે લોકમા સર્વોત્તમ પુરુષ છે તેમનો જન્મ જગતના કલ્યાણને માટે થાય છે એ તીર્થકરો અનેક થયા છે અને અનેક થશે તઓનો જન્મ

---

[1] શાશ્વત સ્થાનોમા રહેલ શ્રી જિનપ્રતિમાઓ શાશ્વત છે તેમ તત્ત્વરૂપે પણ જિનપ્રતિમા શાશ્વત છે

થાય ત્યારે ૫૬ દિક્કુમારિકાઓ આવી તેઓનુ સૂતિકાકર્મ કરે છે અને ચાર નિકાયના દેવો તથા ઇંદ્રો આવી બાળ વતોને મેરુગિરિ ઉપર લઇ જઈ તેઓનો જન્માભિષેક કરે છે આ જન્માભિષેકનો વિધિ શ્રી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમા અને તીર્થંકરચરિત્રોના વિસ્તારથી બતાવ્યો છે શ્રી કલ્પસૂત્રના વ્યાખ્યાનોમા પણ તેનુ સંક્ષિપ્તવર્ણન આવે છે, જેને આપણે પર્યુષણાપર્વમા સાભળીએ છીએ

દેવ દેવીઓ સાક્ષાત્ તીર્થંકરનો જન્માભિષેક કરે છે, તેમ દેવો અને મનુષ્યો તીર્થંકરાની પ્રતિમાઓનો પણ જન્માભિષેક કરે છે જન્માભિષેકના સયોગ પ્રમાણે ભોગ નાના અનેક પ્રકારો છે અને જિનજન્માભિષેક જિનસ્નાત્ર જિનસ્નપન જળપૂજા ઇત્યાદિ તેના અનેક નામો છે

**સ્નાત્રપૂજા**

રાયપસેણીસૂત્રમા તીર્થંકર ભગવાન અને તીર્થંકરની પ્રતિમાને એક રૂપ માન્યા છે તીર્થંકરો શલેશીકરણમા હોય ત્યારે બેઠા હોય તો પદ્માસનસ્થ અથવા ઊભા હોય તો કાર્યોત્સર્ગ મુદ્રામા હોય છે અને તે અવસ્થાની પ્રતિમા બનાવાય છે એટલે જિનપ્રતિમાઓ પણ મુખ્યપણે પદ્માસનવાળી અથવા કાઉસ્સગ્ગમુદ્રાવાળી બનાવાય છે તીર્થંકરોની પ્રતિમાની ચારે બાજુ પરિકર હોય છે આ પરિકરમા પાચ કલ્યાણકોને સૂચવતી પાચ મૂર્તિઓ પચતીર્થી

અથવા ત્રણ મૂર્તિઓ અથવા છત્રીયુક્ત એક મૂર્તિ અથવા ચોવીશ મૂર્તિઓ ચોવીશવટો હોય છે અને ચારે બાજુ અશોક વૃક્ષ વિગેરે આઠ પ્રાતિહાર્ય, દેવદેવીઓ, નવ ગ્રહો લછન, ધર્મચક્ર, લગોટ વિગેરે વિગેરે ગોઠવણી હોય છે પરિકર વિનાની પ્રતિમા તે અરિહતની નહિ કિન્તુ સિદ્ધભગવાનની મનાય છે સ્નાત્ર પૂજાઓ ભણાવની હોય ત્યારે અરિહત ભગવાનની પ્રતિમા સ્થાપી તેની સામે પૂજાવિધિ કરાય છે

સ્નાત્ર ભણાવનાર શુદ્ધ થઈ, શુદ્ધ દ્રવ્યો લઇ પરિકરવાળી જિનપ્રતિમાની સામે સ્નાત્ર ભણાવે છે સ્નાત્ર પાઠમા ચ્યવન અને જન્મ એ બે કલ્યાણકોનુ વર્ણન આવે છે જન્માભિષેક થતા સ્નાત્રપૂજા સમાપ્ત થાય છે પછી સ્નાત્ર ભણાવનારા ભગવાનની અષ્ટપ્રકારી પૂજા કરે છે, લુણ ઉતારે છે, આરતી મગળ દીવો કરે છે અને શ્રીજિનેશ્વરદેવની વિવિધ રીતે ભક્તિ કરે છે

જિનપૂજાનુ ફળ

આ હરિભદ્રસુરિજી જિનપૂજાનુ ફળ બતાવે છે કે –

पूयाए मणसती, महसतीण्हि उत्तम झाणं ।
सुह झाणेण य मोक्खो मुक्खे सुक्ख अणाबाह ॥१९९॥
जो पूएइ तिसझ, जिणिदराय सया विगय दोस ।
सो तइए भवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे ॥२१५॥

પ્રભુપૂજાથી મન શાત રહે છે મન સ્થિર થવાથી ધ્યાનની સ્થિરતા થાય છે શુભ ધ્યાનથી મોક્ષ મળે છે

અને મોક્ષ મળવાથી શાશ્વતસુખ પ્રાપ્ત થાય છે જે મનુષ્ય વીતરાગ તીર્થંકરદેવની ત્રણે કાળ પૂજા કરે છે તે ત્રીજે ભવે મોક્ષ પામે છે અથવા સાતમે આઠમે ભવે અવશ્ય મોક્ષે જાય છે

આ ફળ કોઈ પણ એક પ્રકારની પૂજા કરવાથી પણ મળે છે એટલે શુદ્ધિથી સ્નાત્રપૂજા કરનાર મનુષ્ય સાત આઠ ભવમા મોક્ષે જાય એ નક્કી વાત છે તો સ્નાત્ર ભણાવનારે સાતે પ્રકારની શુદ્ધિ સાચવી પરમ ભક્તિથી સ્નાત્રપૂજા ભણાવવી જોઈએ

પૂર્વાચાર્યો બતાવે છે કે-**સોમશ્રી, ચ દ્રતેજ** અને **દત્તકુમારે** સ્નાત્રપૂજાથી આત્મકલ્યાણ સાધ્યુ છે

એટલે આપણે અહી હવે તેના દૃષ્ટાતો આપીએ છીએ

**જળપૂજા ઉપર સોમશ્રીની કથા**

બ્રહ્મપુરમા મુખ્યત્વે બ્રાહ્મણોની વસતી મોટા પ્રમાણમા હતી, તેમા સોમિલ નામે બ્રાહ્મણ હતો તેને સોમા નામની સ્ત્રી હતી, યજ્ઞદત્ત નામે પુત્ર હતો અને **સોમશ્રી** નામની પુત્રવધૂ હતી એક દિવસે સોમિલ મરી ગયો તેને વર્ષ થયું એટલે સોમાએ સોમશ્રીને કહ્યુ કે બેટા! આજ તારા સસરાની વર્ષી છે, તેની વિધિ કરવાની છે તો ચોખ્ખા પાણીનો ઘડો ભરી લાવ! સોમશ્રી ઘડો લઈ જળાશયે ગઈ અને ત્યાથી ઘડો ભરી લાવી દેરાસર પાસે આવી પહોચી, આ સમયે અહી કોઈ પૂ...



જળપૂજાનુ મહાત્મ્ય બતાવતા હતા "જે મનુષ્ય જિનવરની પાસે જળથી ભરેલો ઘડો મૂકે તે સાચા સુખને પામે છે, મોક્ષને મેળવે છે જે મનુષ્ય જિનવરની પાસે સ્વચ્છ જળનો ઘડો સ્થાપે છે તે નિર્મળ જ્ઞાની બની પોતાના આત્માને સદ્ગતિમા સ્થાપે છે વિગેરે" [1] સોમશ્રી આ ઉપદેશ સાભળી પ્રભુ પાસે જઈ પાણીનો ઘડો સ્થાપીને બોલી, "ભગવન્! હું અજ્ઞ છુ, મને તમારી સ્તુતિ આવડતી નથી હું એટલુ જ માગુ છુ કે મને જલઘટના



દાનથી ધર્મ થાઓ" સોમશ્રી આ પ્રમાણે બોલી પોતાને સ્થાને ગઈ પરન્તુ અહીં સાસુએ સોમશ્રીની આ વાત જાણી ક્રોધથી ધમધમી તેને ઉઘડી જ લીધી. ઘરમા પેસવા ન દીધી અને સાફ સાફ કહી સભળાવ્યું કે પિતૃઓ પૂજ્યા નથી, અગ્નિ તર્પ્યો નથી, બ્રાહ્મણોને દાન

---

[1] ता निसुणइ जलभरिय ढोएइ घड जिणवरिंदस्स,
सो पावइ सुपसच्छ परमपय भावसुद्धीए ॥ ८ ॥
वरवारिभरिअ घड गग्गरीउ ढोअति जे जिणिंदस्स,
ते निम्मल नाणधरा धर ति सुगईए अप्पाण ॥ ९ ॥
इय स्मा सोऊण इम मुणिवमुहकमलनिग्गय वयण,
ढोयइ तच्चिय घडय जलभरिय जिणवरिंदस्स ॥१०॥

લીધુ નથી અને તે આ દેરાસરમા ઘડો કેમ ચડાવ્યો ? પાપીણી ! ઘડા વિના મારા ઘરમા આવીશ નહિ

સોમશ્રીએ રોતા રોતા કુભાર પાસે જઈ કુભારને પોતાનુ કકણ આપી ઘડો માગ્યો અને પોતાનુ વિતક કહી સભળાવ્યુ કુભાર બોલ્યો, બેન ! તુ મારી બેન છે તે દેરાસરમા ઘડો આપ્યો તે ઘણુ સારુ કર્યું છે રોમા, હુ તને બીજો ઘડો આપુ છુ, જા લઈ જા, તુ મારી બેન છે, બેનનુ કકણ લેવાય ? કુભાર આ પ્રમાણે કહી ધર્મદાનની અનુમોદના કરતા કન્યા સોનશ્રીને ઘડો આપ્યો અને અનુમોદનનુ મોટુ પુણ્ય ઉપાર્જન કર્યું

સોમશ્રીએ નવો ઘડો પાણીથી ભરી સાસુને આપ્યો અને સાસુએ પણ શાત થઈ પોતે જિનપૂજાના કામમા દ્વેષ કર્યો તેનો પશ્ચાત્તાપ કર્યો સમય જતા બન્ને મરણ પામ્યા

કુભાર મરીને જળપૂજાના અનુમોદનથી કુભપુરનો શ્રીધર રાજા થયો. સોમા બ્રાહ્મણી જળપૂજાના દ્વેષથી મરીને કુભપુરમા વેલદત્ત ગાથાપતિની દુર્ગતા નામની પુત્રી થઈ તે દુખી હતી તેને માથામા ઘડાનો રોગ હતો સોમશ્રી મરીને જળપૂજાના પ્રભાવે શ્રીધરની કુભશ્રી નામે રાજકુમારી થઈ

એક વાર અહી ચાર જ્ઞાનના ધારક શ્રી વિજયસેનસૂરિજી પધાર્યા અને રાજા વિગેરેએ તેઓને વદન કર્યુ તેઓશ્રીના

સુખથી શ્રીધર રાજા, કુલશ્રી કન્યા તથા દુર્ગતા બ્રાહ્મણીનો પૂર્વ ભવ સાભળ્યો, કરેલ જળપૂજા, તેની આરાધના અને વિરાધનાનુ ફળ સાભળ્યુ

આ સાભળી દુર્ગતાએ ઊભા થઇ કુલશ્રી પાસે જઈ મિચ્છામિ દુક્કડ આપ્યો અને કહ્યુ કે બેન! મારા માથામા વ્યાધિઘટ[1] છે તેને હટાવવાને તુ જ શક્તિમાન છે તો મારી ઉપર દયા લાવી મારુ દુખ દૂર કર કુલશ્રીએ તેણીના માથા ઉપર હાથ મૂકયો અને તેણીનો રોગ શમી ગયો ત્યારબાદ પૂ આચાર્ય મહારાજ ત્યાથી વિહાર કરી ગયા ત્યારથી રાજા શ્રીધર રોજ શ્રી તીર્થંકર દેવની પૂજા કરવા લાગ્યો કુલશ્રી કુમારી પણ ત્રણે કાળ શ્રી તીર્થંકરનો અભિષેક કરતી હતી તે ત્યાથી મરીને ઈશાન દેવલોકમા દેવવિમાનમા ઉત્પન્ન થઇ અને પાચમે ભવે મોક્ષ પામી દુર્ગતાએ પણ પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરી સાધ્વીપણું સ્વીકાર્યું અને આત્મકલ્યાણ સાધ્યુ

આ રીતે સોમશ્રીએ જિનેન્દ્રની જળ પૂજાથી સુખ સમૃદ્ધિ અને મોક્ષ પ્રાપ્ત કર્યા

(વિ સ ૧૧૨૭ શ્રી વિજયચદ્રકેવળીના ચરિત્રમાંથી)

જળપૂજા અને ચદ્રતેજ

જયસાર નગરમા ચદ્રતેજ નામનો વ્યાપારી હતો

---

[1] નાના ઘગ જેવી માથે રસોળી થઈ અને તેની વેદના ઘણી થતી માટે તેનુ નામ વ્યાધિઘટ પડ્યુ

તેની પાસે અઢળક ધન હતુ, સ્ત્રી હતી, પુત્ર, પરિવાર હતો અને તેનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો તેણે એક વાર ધનવૃદ્ધિ માટે સમુદ્ર ખેડયો નવા નવા દ્વીપોમા જઈ વ્યાપારવડે ઘણુ ધન મેળવ્યુ તે વહાણો લઈને પાછો આવતો હતો એટલામા વટોળિયો ઉડયો, ગાજવીજ શરૂ થયા વરસાદ પડયો અને તેના વહાણો એક પહાડના ખડક સાથે અટકાઈ નાશ પામ્યા ચંદ્રતેજ પણ સમુદ્રમા પડયો, ભાગ્યયોગે એક જળમાનુષિણીએ તેને સમુદ્રતીરે લાવી મૂકયો, ચંદ્રતેજે ત્યા પહાડ પર મેરુગિરિ જેવુ સોનાનુ દેરાસર જોયુ અને ત્યા પધારેલ ચારણ શ્રમણગુરુના ઉપદેશથી કમળના પડિયામા સ્વચ્છ પાણી લાવી દેરાસરમા ભગવાન ઋષભદેવનો તેણે અભિષેક કર્યો ગુરુમહારાજ પણ તેની આ ભક્તિથી ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યા કે વત્સ ! તારો ઉત્સાહ અપૂર્વ છે તારુ કલ્યાણ જલદી થશે ચંદ્રતેજ પણ નમ્રભાવે બોલ્યો "ભગવન્ ! મને ભવો ભવ તમારા જેવા દેવગુરુ અને ધર્મતત્વના દાતા ગુરૂ મળજો" ત્યારબાદ ચારણ ઋષિ ત્યાથી ઊડી આકાશમાર્ગે ચાલ્યા ગયા આ તરફ ચંદ્રતેજ પણ પોતાના દેશમા જવા માટે ભારંડ પક્ષીને પગે વળગી ગયો અને ભારંડ આકાશમા ઉડવા લાગ્યું ચંદ્રતેજ રસ્તામા થાકયો તેણે ભારંડ પક્ષીના પગ છોડી દીધા અને તે સમુદ્રમા પડી મૃત્યુ પામ્યો, તેણે મરતા મરતા દેવગુરુને સભાર્યા એટલે તે મરીને દેવગુરુ અને જળપૂજા ભક્તિના પ્રભાવે બારમા દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયો આ તરફ ચારણ ઋષિ

પણ કાળધર્મ પામી ત્યાં જ મોટા દેવ તરીકે ઉત્પન્ન થયા હતા તે બન્નેમાં પૂર્વ ભવના પરિચયને લીધે ખૂબ પ્રેમ હતો ચક્રતેજ દેવ ત્યાંપણ તેમને ગુરુ તરીકે માનતો હતો તેણે તેમને વિનંતિ કરી કે-આવતા ભવમાં પણ આપ મને પ્રતિબોધ કરજો ચક્રતેજદેવ ત્યાંથી ચ્યવી વૈતાઢ્ય ગિરિના રથનુપુર ચક્રવાલ નગરમાં જળપ્રભ નામે ચક્રવર્તી થયો, ગુરુદેવના પ્રયત્નથી તે પ્રતિબોધ પામી જૈનધર્મી બન્યો, તેણે બાર વ્રત લીધા દેવપૂજા, ગુરુવંદન, સંઘપૂજા, યાત્રા વિગેરે ધર્મકાર્યો કરી, પોતાના દીક્ષિત થયેલ પિતાની પાસે દીક્ષા લઈ, સંયમ અને તપ આરાધી કેવળજ્ઞાન પામી મોક્ષ પ્રાપ્ત કર્યું

આ રીતે ચક્રતેજે શ્રી તીર્થંકરની જળપૂજાથી સુખ, રાજપાટ, ચક્રવતી પદ અને મોક્ષ પ્રાપ્ત કર્યાં

(વિ સં ૧૧૩૯ લગભગ શ્રીઅનંતનાથ ચરિત્ર-પૂજાષ્ટકમાંથી)

જળપૂજા-દત્ત-ચરિત્ર

હસ્તિનાપુરમાં ધનદત્ત શેઠને ચાર સ્ત્રીઓ હતી દત્ત વિગેરે ૧૭ પુત્રો હતા ધનદત્ત શેઠ દીક્ષા લઈ ચારિત્ર પાળી મરી પહેલા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો અને દેવભવનમાંથી ચ્યવી ત્રીજા ભવમાં રાજા ગુણવર્મા તરીકે થયો તેના ૧૭ પુત્રોએ ગુરુમહારાજ પાસેથી સત્તર ભેદી પૂજાનું મહાત્મ્ય સાંભળી દરેકે એકેક પૂજા કરવાની પ્રતિજ્ઞા કરી તેમાંના મુખ્ય પુત્ર દત્તે નિરંતર તીર્થંકરનું

જળપૂજા-સ્નાત્ર કરવાનુ નકકી કર્યું હતુ, ત્યારથી તેઓ હમેશા એકેક પ્રકારની જિનપૂજા કરતા હતા

એકવાર તે દરેક, વ્યાપાર માટે સમુદ્રરસ્તે સિહલ દ્વીપમા ગયા, ત્યાથી કટાહ દ્વીપમા ગયા અને ત્યાથી સોળક્રોડ સોનુ મેળવી પાછા આવતા હતા, રસ્તામા એકદમ વટોળિયો ઉડયો, ગાજવીજ થયા, વરસાદ પડયો અને તેઓના વહાણો ચક્કર ખાઇ સમુદ્રમા ડૂબવા લાગ્યા. આ પ્રસંગે, તે ભાઇઓ ધર્મ નથી કર્યો તેનો પસ્તાવો અને એકેક પ્રકારની જિન-પૂજા કરી છે તેની અનુમોદના કરતા કરતા મૃત્યુ પામ્યા.

દત્ત ત્યાથી મરીને સ્નાત્રપૂજાના પ્રભાવે પદ્મપુરમા **મેઘનાદ** નામે રાજા થયો તે ગર્ભમા આવ્યો ત્યારે દેશમા દુકાળ હતો તે શમી ગયો તે રાજા થયો ત્યારથી દેશમા વરસાદ સારા પ્રમાણમા થવા લાગ્યો એકવાર ભરજગલમા તેનુ સૈન્ય પાણીના અભાવે મરવાની સ્થિતિમા આવી પડયુ હતુ ત્યારે મેઘનાદની ઇચ્છા પ્રમાણે વરસાદ પડયો હતો તેણે પૂર્વભવમા ભક્તિથી શ્રી તીર્થ કરની સ્નાત્ર પૂજા કરી હતી, એ કારણે મેઘો પણ તેની આજ્ઞા માનતા હતા તેણે શુભગકાગાર્ય પાસેથી પોતાનો પૂર્વભવ સાભળી સમ્યક્ત્વપૂર્વક આરધનનો સ્વીકાર કર્યો, દીક્ષા લીધી અને કેવળજ્ઞાની થઇ મોક્ષપદ પ્રાપ્ત કર્યું

આ રીતે દત્તકુમારે સ્નાત્રપૂજાથી સુખ, સમૃદ્ધિ

અને મોક્ષ પ્રાપ્ત ર્ક્યા

(વિ. સં ૧૪૮૪, શ્રી ગુણવર્મા ચરિત્રમાંથી)

ઉપસંહાર

જિનાગમોમા સ્પષ્ટ વર્ણન છે કે તીર્થંકર દેવનું માત્ર નામ સાભળવાનુ પણ આત્મ-કલ્યાણ થાય છે તો પછી તીર્થંકરના દર્શન, વદન, પૂજા, ભક્તિ કરનારને અધિકાધિક ફળ મળે એ તો સ્વાભાવિક છે તીર્થંકરોની પૂજા અનેક રીતે થાય છે તે પૈકીના કોઇપણ એક પ્રકારની પૂજા કરનાર ભાવિકને પણ ઐહિક અને શાશ્વત સુખો સહેજે આવી મળે છે સોમશ્રી વિગેરેએ એ રીતે માત્ર સ્નાત્રપૂજાથી કલ્યાણ પરંપરા પ્રાપ્ત કરી છે જે ઉપરના દષ્ટાંતોથી સમજી શકાય છે

વાસ્તવિક રીતે તો તીર્થંકર દેવની ત્રણે કાળ પૂજા કરવી જોઇએ સત્તરપ્રકારી અષ્ટપ્રકારી વિગેરે પૂજા કરવી જોઇએ, પણ તે ન બની શકે તો ઓછામા ઓછી સ્નાત્ર-પૂજા તો દરરોજ કરવી જોઇએ અને એ સ્નાત્રપૂજા કરનાર મનુષ્ય દરેક પ્રકારના સુખને મેળવે છે

તો દરેક શ્રાવક-શ્રાવિકાઓની, બાળ વૃદ્ધોની, જ્ઞાની અજ્ઞાનીઓની, સશક્ત-અશક્તોની ફરજ છે કે દરરોજ તીર્થંકરદેવની સ્નાત્રપૂજા કરવી, સ્નાત્ર ભણાવવુ, સ્નાત્રની અનુમોદના કરવી અને એ રીતે તીર્થંકરદેવની ભક્તિ કરવી

# શ્રી સ્નાત્રમહિમા

લેખક પરમ પૂજ્ય મુનિવર્ય શ્રી ચંદ્રોદયસાગરજી મ. સા.

"સ્નાત્ર શા માટે ભણાવવું જોઈએ ?"

સ્નાત્ર ભણાવવાનું કારણ તે છે કે "જગચિંતામણિ જગનાથ શ્રી અરિહંત પરમાત્માના જન્મનનયે સિંહાસન કંપ્યા બાદ અવધિજ્ઞાનથી જાણ થતા સુઘોષા નામની દિવ્ય ઘંટા વગડાવ્યા પછી સૌધર્મ દેવલોકના ઇંદ્ર, સર્વ દેવેન્દ્રો અને ભવનપતિ વિના ઇદ્રો આવી, જગતગુરુ અરિહંત દેવોને અવિનય મેરુપર્વતના શિખર પર બિરાજમાન કરી (જન્માભિષેક) સ્નાત્રમહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવે છે એટલે આ મોટી શાંતિના ઉલ્લેખથી સ્પષ્ટ જ છે કે આ પરમ પ્રભુદેવનો સ્નાત્રનો રિવાજ અનાદિ કાલીન શાશ્વત પરમ મંગલમય અત્યારના રિવાજરૂપે પ્રભુ જન્મની મહા પવિત્ર સ્મૃતિ કરાવનારો છે અને દેવે દેવેન્દ્રોએ મંગલમય આચાર કરેલો છે તેથી જ

"कृतानुकारमितिकृत्वा" 'महाजनो येन गतः सपन्था"
કર્યાનું અનુકરણ કરવું જોઈએ અને મહાપુરુષો જે માર્ગે ગયા તે માર્ગે જવું જોઈએ એમ વિચારીને મહાનુભાવ ભવ્યજીવો સ્નાત્રપીઠ પર સ્નાત્ર કરે છે, અનંતોકાળ ગયો છે, અને અનંતોકાલ જશે પણ સ્નાત્ર એ આપણા હૈયાના હાર આપણા પિતાતુલ્ય પરમ પ્રભુના પવિત્ર જન્મ સમયની સ્મૃતિ કરાવનારો આદર્શ મંગળમય આચાર છે તે ચાલુ જ રહેશે.

રાજા રામચંદ્રજીના કુટુંબમાં પણ તે આચાર હતો, તેથી જ આમગીએ જીએ કે સ્નાત્રનું જલ પૂર્ણ કચુકીદ્વારા મોડું મળતા રાણીઓમાં ક્લેશ થયો હતો અને આખરે તે મળ્યું ત્યારે ક્લેશ મટી શાંતિ થઈ

વધુમાં સ્નાત્રને અંતે જે બૃહચ્છાન્તિ બોલાય છે, તેનો તે કરનારને તેમજ શ્રી ચતુર્વિધ સંઘને કેટલો લાભ થાય છે તે સ્પષ્ટ બતાવ્યું છે આજે પણ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી મહારાજા તેમ અંતરીક્ષ પાર્શ્વનાથ આદિના સ્નાત્રજલના સ્પર્શ માત્રથી કૈંકજાતના ઉપદ્રવો દૂર થયા છે તે જૈન જગતમાં જગજાહેર છે વધુમાં ખુદ કુમારપાળ મહારાજ અને ૧૮૦૦ કોટ્યાધિપતિઓની સાથે રત્નજડીત સુવર્ણ કળશ લઈ સ્નાત્ર કરતા હતા ઈન્દ્રો તો તે વખતે પરમ હર્ષથી ખૂબ નમ્રતા ધારણ કરી વૃષભ રૂપ ધારણ કરી સ્નાત્ર કરે છે શાણાને શાનમાં શિખામણ હોય તે ન્યાયે આ સ્નાત્રની પવિત્ર ક્રિયા સારાયે ભારતવર્ષમાં ફેલાવો પામે એ જ શુભેચ્છા

દૃષ્ટાંત —

એક અઢાર વર્ષનો નવયુવાન પરણવાની તૈયારી કરે છે ને લગનનો થોડો વખત જ બાકી છે તે વખતે પોતાના મિત્રો સાથે દહેરાસરે દર્શન કરવા જાય છે ત્યાં ભાગ્યશાળીઓને સ્નાત્ર કરવા માટે ભેગા થયેલા જુવે છે સ્નાત્ર કરવા માટે સોનાની થાળી, કળશ, વિગેરે

વસ્તુએ જુવે છે કોઇક ચાંદીના નખવડે ફૂલોને ચૂંટી કાઢે છે, કોઇ આપનો માર કરે છે, કોઇ સાધર્મીના ચરણની રજ માથે ચઢાવે છે, કોઇ ચામરાદિ વીંઝે છે આ બધી ક્રિયાએ જોઇને વરરાજાને થયું કે મને ધિક્કાર છે કે હું કંઇ કરી શકતો નથી, હું મોહની મસ્તીમા મહાતી માના પુણ્યધનને ધોઇ રહ્યો છુ, રહેવા જેવુ તો અહી છે, ને જીવન સર્વસ્વ આવી પવિત્ર ક્રિયામ ખપી જાય તો કુરબાન છે આવો તેને વિચાર આવે છે એટલે સ્નાત્રીઆઓને તે કહે છે કે ભાઇઓ, તમારી ભક્તિ આગળ મારી શક્તિ તો તુચ્છ છે મારી પાસે સવાલાખ સોના મ્હોરનુ અત્તર છે, જે હું જઇને તમને તરત મોકલી આપુ છુ એમ કહીને વરરાજા ઘેર જાય છે ઘર આગળ લગ્ન વખત થઈ જવા આવવાથી ઘણી જ ધમાલ ધમ મચી રહી છે એટલે તેની ધમાલમા વરરાજા અત્તર મોકલવાનુ ભૂલી જાય છે જ્યારે વરરાજાને ચોરીમા બેસાડવામા આવે છે ને ગોર કહે છે કે સાવધાન એટલે તે જ વખતે સાવધાન શબ્દ સાભળવાથી તરત જ તેને ભાન થાય છે કે હું મારી ફરજમાથી ચૂક્યો છુ એટલે તરત તે ચોરીમાથી ઊભો થઇને ઘરમાથી અત્તર લઇને દહેરાસરે સ્નાત્રીઓને આપવા જાય છે અહિં સ્નાત્રીઆઓ તેના આવવાની રાહ જોઇ રહ્યા છે ને કેટલાક ઉતાવળીઆ એમ પણ કહેતા હતા કે લગ્નની ધામધૂમમા ભાઇસાહેબ ભૂલી ગયા હશે એમ વિચાર કરતા હતા ત્યા તો વરરાજા અત્તર સાથે હાજર થઇને સ્નાત્રીઆઓની માફી માગે છે

ને પોતાના આત્માને દોરે છે કે ત્રણ જગતના ધણી, હે મહાપ્રભુ ! ૩૨ લાખ વિમાનના ધણી, દેવ-દેવેન્દ્રો-દેવાંગનાઓ ભોગાદિ ત્યજી હે ભગવન્, આપનું ધ્યાન કરે છે પરંતુ હું ઘણો જ મહાપાપી છું કે એક ગામડાની મઢેલી પૂતળીના મોહ્યો છું મને ધિક્કાર છે હે પ્રભુ ! મારો ઉદ્ધાર કરો મારા ગુનાને માફ કરો મારી આ નજીવી તુચ્છ ભક્તિનો સ્વીકાર કરો એમ કહી મહા સુગંધીથી મઘમઘતું અત્તર કાઢી પ્રભુ પર અભિષેક કરવા જાય છે, ત્યાં એકદમ શુદ્ધ વિચારવનમાં સ્નાન કરતા તેના ઘનઘાતી અંતરાય તુટી જવાથી કેવળજ્ઞાન પ્રગટ થાય છે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થાય છે દેવતાઓ દુંદુભી વગાડે છે અને ઘોષણા કરે છે કે આ મહાભાગ્યશાળી છે કે જેણે ભક્તિ કરતાં કેવળજ્ઞાન મેળવ્યું પછી તેમને મુનિવેશ અર્પણ કરે છે સુવર્ણ કમળ



ગોઠવે છે તેના પર કેવલીભગવન્ બીરાજે છે આ પરથી વિસ્મયકારક બનાવ જોવાને આવેલા પોતાના સ્વજનોને તેમ દેવાદિ શ્રોતાવર્ગને સ્નાત્રનો મહિમા સમજાવે છે કે-

"યેષામભિષેક-કર્મ કૃત્વા મત્તા હર્ષ-ભરાત્સુખ સુરેન્દ્રા તૃણમપિગણયન્તિ નૈવ નાક, પ્રાત સન્તુ શિવાય તે જિનેન્દ્રા "

ગાથાર્થ-જેઓના જન્માભિષેકનુ કામ કરીને હર્ષના ઉભરાથી સુખપૂર્વક આનન્દ-મદમા આવી ગયેલા અને હર્ષઘેલા થયેલા ઇન્દ્રો સ્વર્ગને તણખલા જેવુ પણ ગણતા જ નથી તે જિનેશ્વર દેવો સવારમા કલ્યાણને માટે હો

ભાગ્યશાળી જીવો ખરેખર જિનેશ્વર પ્રભુના સ્નાત્ર અભિષેક વખતે રત્નો અને ફૂલોની વૃષ્ટિ કરતા કરતા નાચ નાચે છે, મગળો આલેખે છે, મગળ ગીતો ગાય છે અને સ્તોત્રો તથા મત્રોના પાઠ કરે છે

લાખો વિમાનના માલિક દેવ-દેવેન્દ્રો પણ પોતાના સર્વ કાર્યો ભૂલીને મહાપ્રભુનુ પરમ પવિત્ર સ્નાત્ર સરસ રીતે કરે છે ઇંદ્ર મહારાજ પોતે એકવાર ઐરાવત હાથી પર બેસી શ્રીગિરનારજી પર્વત પર આવે છે, ત્યા હસ્તિના પગથી શીઘ્ર તોડાવી જલ કઢાવે છે અને તે પાણીથી બાલબ્રહ્મચારી બાવીશમા તીર્થપતિ શ્રી નેમિનાથજી ભગવતનુ સ્નાત્ર કરે છે તેથી ત્યા ગજપદ કુડ થાય છે યાદ રાખો કે ભક્તિ ભગવાન માટે નથી કરવાની પણ

# સ્નાત્રપૂજા સંબંધી જાણવા જેવું

સ્નાત્ર એ સંસ્કૃત શબ્દ છે ગુજરાતીમાં તેનો અર્થ સ્નાન કરાવવું ન્હવરાવવું, અભિષેક કરવો વિગેરે થાય છે મુખ્યત્વે પ્રભુને જન્માભિષેક દેવો મેરુપર્વત ઉપર લઈ જઈને કરે છે તે ભાવના છે

## સ્નાત્રપૂજા શા માટે ભણાવવામાં આવે છે?

આ વિશ્વમાં આજસુધી પરોપકાર કરવાવાળા ઘણા પૂજ્ય પુરુષો થઈ ગયા છે પરંતુ અરિહંત તીર્થંકર ભગવંતોનો ઉપકાર સૌથી વધારે છે કારણ કે સર્વ જીવનું ભલું કરવાની ભાવનાવાળા ભવ્ય જીવો જ અરિહંત–તીર્થંકર પરમાત્મા થઈ શકે છે આપણને તેવા આલંબનોની ખાસ જરૂર છે આપણને પૂર્વ પુણ્યે આ ભવમાં જે કોઈ સામગ્રી મળી છે, તેને સાર્થક કરવા પરમ પૂજ્ય તીર્થંકર પરમાત્મા પરત્વે કૃતજ્ઞતા બતાવી તેમનો જેટલો સન્માન, પૂજા સ્તુતિ વિગેરે કરવામાં આવે તેટલો ઓછો છે શ્રી તીર્થંકર પરમાત્માના પાંચ કલ્યાણકો છે તેમાંથી સ્નાત્ર ભણાવવું એ પણ જન્મ કલ્યાણકના મહોત્સવરૂપ છે

## સ્નાત્રપૂજા દરરોજ ભણાવવાથી શું લાભ થાય?

આપણાં વિઘ્નોની શાંતિ માટે અને મહામારી જેવા રોગાદિકની શાંતિ માટે જેમ આયંબિલની તપશ્ચર્યા કરવામાં આવે છે અને તેનાથી વિઘ્નો દૂર થઈ શાન્તિ પ્રાપ્ત થાય છે તેમ હંમેશા સ્નાત્ર ભણાવવાથી આપણાં અપમંગળો દૂર થાય છે સમકિત નિર્મળ થાય છે મનની પવિત્રતા વધે છે, ધાર્મિક જીવનમાં ઉત્તમ પ્રેરણા મળે છે તેમજ આખા શહેર કે ગામમાં સર્વત્ર શાંતિનું વાતાવરણ ફેલાય છે જે ગામ કે શહેરમાં નિરંતર આ સ્નાત્રપૂજા ભણાવવામાં આવે છે તે શહેર કે ગામમાં કોઈ પણ જાતના રોગો, મરકી વિગેરે

અગનુદળા દૂધ, દહી અને ઘી સાકર સુહાય.<br>
નાડાછડી, ટકું લઈ ચોખા મીઠું ધાર,<br>
માળી પણ આગે ધરી, શ્રીફળ કપૂર ઉજમ,<br>
રૂપાનાણું એળની ફૂલ ધૂપ મનોહાર,<br>
બે પૈસા પણ મૂકીને ચદરવો શોભાન.<br>
તોરણ પખો ફેરની અગ્નિ દીપક ધાર,<br>
ફાનસ પણ સાથે લઈ, ભાવ ધરો મનોહાર,<br>
એમ ચોરીએ વસ્તુથી, જે કરશે જિનસ્નાત્ર,<br>
પામશે સુખ સમારના, ફળશે વાંછિત આશ.

## સ્નાત્રપૂજાનો પ્રાથમિક વિધિ

(૧) સ્નાન ભણાવવા ઇચ્છતા સ્નાનીઆઓને નિર્જીવ ભૂમિ ઉપર સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર ધારણ કરવા ઉત્તરાસંગ કરી અષ્ટપડ મુખકોશ બાંધી કપાળમાં કેશરનું તિલક કરવું

(૨) ઉપર જણાવેલ સ્નાત્રમાં ઉપયોગી તમામ ઉપકરણો એકત્ર કરવા-કરાવવા

(૩) ત્રણ ગ ને બદલે ચડતા ઉતરતા ત્રણ બાજોઠ ઉપરાઉપર મૂકી તેના ઉપર ચારે પાયે નાડાછડી બાંધેલું સિંહાસન સ્થાપવું, સિંહાસન ઉપર ચદરવો ને તોરણ બાંધવા

(૪) નીચેના બાજોઠ ઉપર વચમાં કેશરનો સાથીઓ કરી તે ઉપર ચોખા પૂરીને-મૂળને નાડાછડી વીંટી શ્રીફળ મૂકવું

(૫) સિંહાસનમાં થાળમાં કે રકાબીના સાથીઓ કરી તે ઉપર રૂપાનાણું સોપારી અને અક્ષત (ચોખા) મૂકી તે ઉપર પ્રભુજીને -ધાતુના પંચતીર્થીના પ્રતિમાજીને ત્રણ નવકાર ગણી લાવવા અને ત્રણ નવકાર ગણી સિંહાસનમાં પધરાવવા તેમજ આગળ સાથીઓ કરી તે ઉપર શ્રી ... પ ...

(૬) પ્રભુની જમણી બાજુએ પ્રતિમાની નાસિકાથી ઊંચો દીવો (ફાનસ) મૂકવો અને ડાબી બાજુએ ધૂપધાણું મૂકવું

(૭) દરેક સ્નાત્રીઆઓએ જમણે હાથે ત્રણ વલયથી નાડાછડી બાંધવી.

(૮) પંચામૃત તૈયાર કરી તેનાથી કળશ ભરીને નાડાછડી બાંધી તેને નીચેના પાટલા ઉપર ચાર સાથીઆ કરી તે ઉપર મૂકવા કળશો ઉપર કેસરનો સાથિયો કરવો અને ઉપર અંગલૂછણું ઢાંકી રાખવું

પંચામૃત તૈયાર કરવાની રીત—પાણીમાં દૂધ, દહીં, ઘી, કેસર ને સાકર ભેળવવાં વધુમાં ફૂલ નાખવા

(૯) એક રકાબીમાં ચોખા ફૂલ અને કેસર મિશ્રિત કુસુમાંજલિ બનાવી રાખવી

(૧૦) સ્નાત્રપૂજા ચાલુ કરતા પહેલા ત્રણ નવકાર ગણી માત્ર જળનો કળશ હાથમાં ધારણ કરવો

(૧૧) મંગળાચરણનો શ્લોક બોલી દુહો બોલતાં પ્રભુજીને જમણે અંગૂઠે જ ધ્યાન કરી અંગલૂછણું કરી કેસરથી પૂજા કરવી.

(૧૨) સ્નાત્રીઆઓએ પછી હાથ ધૂપથી ધૂપી જમણા હાથમાં કેસરનો ચાંલ્લો કરવો પછી કુસુમાંજલિ રકાબીમાં લઈ ઊભા રહેવું અને અનુક્રમે કુસુમાંજલિના દુહા કે ગાથા બોલી નમોઽર્હત્ કહી હાથ ખોલીને પ્રભુજીને જમણે અંગૂઠે કુસુમાંજલિઓ મૂકવી

(૧૩) કુસુમાંજલિઓ પૂર્ણ થયા પછી સ્નાત્રીઆઓએ ત્રણ પ્રદક્ષિણા (ખમાસમણા) દઈ જગચિંતામણીનું ચૈત્યવંદન કરી, નમુત્થુણં કહી, હાથ ઊંચા કરી જય વીયરાય સંપૂર્ણ કહેવા,

(૧) સ્નાત્રકળશાભિષેક (૧) હાથ ધોઈ, ધૂપી, મુખકોશ બાંધી કળશ હાથમાં લઈ કળશાભિષેક વિધિ શરૂ કરવો (૨) છપ્પનદિક્કુમારિકાના વર્ણન પ્રસંગે (૧) વાયુથી કચરો કાઢવાનો અભિનય કરવો (૨) ગંધોદકથી પંચામૃત જળની વૃષ્ટિ કરવી (૩) કળશ ધારણ કરવો (૪) દીપક ધારણ કરવો (૫) દર્પણ ધારણ કરવું (૬) ચામર વિંઝવો (૭) પંખો હલાવવો (૮) રક્ષા કરવા તત્પર થવું (૩) કૂલના ઘર કરવાનો અભિનય કરવો ન્હવણ પ્રસંગે જરા જળ રેડવું અને પુષ્પથી વધાવવા નાડાછડીનો ટુકડો જમણા હાથે મૂકી રાખડી બાંધવાનો અભિનય કરવો (૪) સુઘોષા ઘંટનાદ વખતે ઘંટ (ઘંટડી) વગાડવો (૫) મણિ ક્રોડ એ નૈયાની વૃષ્ટિ વખતે પૈસો પ્રભુજી ઉપર ત્રણ વખત ફેરવી જેમાં પ્રભુજી પધરાવેલ હોય તે થાળમાં મૂકવો (૬) છેવટે સ્નાત્રપાઠ પૂરો થતાં પંચામૃતથી ભરેલા કળશોથી અભિષેક પૂરો કરવો (૭) શુદ્ધ જળથી પખાલ કરવો (૮) સંક્ષેપમાં અષ્ટપ્રકારી પૂજા કરી તેમાં પણ બની શકે તો ચાંદી કે સોનાના વરખ ચાડવા, ભાવના હોય તો પ્રભુજીને આખી આંગી કરવી

---

## પ્રભુ ગીત

પામ્યો પ્રભુનો દરબાર, થયો દર્શન સુખકાર
ત્રણ જગનો આધાર તું હી સાર સાર સાર
મૂર્તિ શોભે અપાર જિનમંદિર મોઝાર
દીપે આંગી મનોહાર વંદુ વાર વાર વાર
તુજ વિના આધાર, ભમ્યો અનંત સંસાર
હવે કૃપાભંડાર દયા ધાર ધાર ધાર
દુઃખ સહ્યાં અપાર કરો ભવોદધિ પાર
તું હી તારણહાર, કરો પાર પાર પાર
નેમિ અમૃત મનોહાર, ખાન્તિ શોભે અપાર
નિરંજન નિરાકાર, મોહે તાર તાર તાર

# પ પૂ પંડિતવર્ય શ્રી વીરવિજયજી મ કૃત

## સ્નાત્રપૂજા—સાર્થ

પ્રથમ ભરેલ કળશ લઈને ઊભા રહેવું —

સરસશાન્તિસુધારસસાગરં શુચિતરં ગુણરત્નમહાગરં
ભવિકપંકજબોધદિવાકરં પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ॥૧॥

જમણે અંગૂઠે પખાળ કરતી વખતે આ દુહો બોલવો

॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારીને પડિમા ધરિય વિવેક ॥
મજ્જનપીઠે થાપીને, કરીએ જળ અભિષેક ॥ ૨ ॥

---

ભાવાર્થ—તીર્થંકર પરમાત્મા કેવા છે? શાન્તરસરૂપી અમૃતના સમુદ્ર સમાન અતિ પવિત્ર ગુણોરૂપી રત્નોના ભંડાર સમાન અને ભવ્ય પ્રાણીઓરૂપી કમળોને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન એવા શ્રી જિનેશ્વરભગવંતોને હું હંમેશાં નમસ્કાર કરું છું ૧

ભાવાર્થ—ભગવંતના શરીર ઉપરથી આગલા દિવસનાં ચડાવેલ ફૂલો, ઘરેણાં, વાઘા વિગેરે ઉતારીને સ્નાન કરાવવાના બાજોઠ ઉપર વિવેકપૂર્વક પધરાવી જમણા અંગૂઠે જળવડે પ્રક્ષાલ કરી અંગલુંછણાં કરી, કેસરથી પૂજા કરવી પછી સ્નાત્રીઆઓએ હાથ ધૂપી જમણા હાથમાં કેસરનો સાથીઓ અથવા ચાંદલો કરવો પછી રકાબીમાં કુસુમાંજલિ લઈ ઊભા રહેવું અને અનુક્રમે કુસુમાંજલિના દુહા કે ગાથા બોલી નમોઽર્હત્ કહી કાવ્ય બોલીને પ્રભુને જમણે અંગૂઠે અનુક્રમે સાત કુસુમાંજલિઓ મૂકવી ૨

॥ ગાથા ॥ આર્યાગીતિ ॥

જિણજમ્મસમયે મેરુ-સિહરે રયણકણયકલસેહિં ॥
દેવાસુરેહિં ન્હવિઓ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥

॥ કુસુમાંજલિ ઢાળ ॥

નિર્મળ જળકળશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે ॥
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥
સિદ્ધસ્વરૂપી અંગ પખાળી, આતમ નિર્મળ હુઇ સુકુમાળી કુસુમા૦ ॥

॥ ગાથા ॥ આર્યાગીતિ ॥

મચકુંદચંપમાલઇ, કમલાઇ પુપ્ફપંચવન્નાઇં ॥
જગનાહન્હવણસમયે, દેવા કુસુમાંજલિં દિંતી ॥ ૫ ॥

---

ભાવાર્થ—જિનેશ્વર ભગવંતના જન્મસમયે મેરુપર્વત ઉપર પરમાત્માને લઇ જઇ ત્યાં આગળ રત્નોના તથા સોનાના કળશોવડે અસુરકુમારાદિ દેવોએ પરમાત્માનો અભિષેક કર્યો (ન્હવરાવ્યા) આ મહોત્સવને જે જુએ છે અગર આ મહોત્સવમા જેઓ ભાગ લે છે તેઓના આત્માને ધન્ય છે એમ બોલી પ્રભુના જમણા અંગૂઠે કુસુમાંજલિ મૂકવી ૩

ભાવાર્થ—નિર્મળ જળના કળશોવડે પરમાત્માને અભિષેક કરી, અમૂલ્ય વસ્ત્રથી પરમાત્માના શરીરે અંગલુછણુ કરી કુસુમાંજલિ મૂકવી સિદ્ધસ્વરૂપી ભગવંતોનો અભિષેક કરવાથી આપણો આત્મા નિર્મળ (પાપ રહિત) થાય છે અને શરીર પણ સુકુમાળ થાય છે ૪

ભાવાર્થ—મચકુંદ (બકુલ) ચંપો માલતી કમળ વિગેરે પાંચ પ્રકારના પુષ્પો જિનેશ્વર ભગવંતના અભિષેક વખતે દેવો ચઢાવે છે તેને કુસુમાંજલિ કહેવાય છે ૫

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય.[1]

॥ કુસુમાંજલિ ઢાળ ॥

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દીજે ॥
કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા ॥ ૬ ॥

॥ દોહા ॥

જિણ તિહુ કાલય સિદ્ધની, પડિમા ગુણભંડાર ॥
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર ॥ ૭ ॥

॥ કુસુમાંજલિ ઢાળ ॥

કૃષ્ણાગુરુ વર ધૂપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે ॥
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા ॥ ૮ ॥

---

[1] અરિહંત સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને હું પ્રણામ કરું છું

ભાવાર્થ—ત્યારપછી રત્નજડિત સિંહાસન ઉપર જિનેશ્વર ભગવંતની પ્રતિમાને સ્થાપન કરી, જગતમાં જયવંતા એવા શ્રી શાંતિનાથ જિનેશ્વરના જમણા અંગૂઠા ઉપર કુસુમાંજલિ મૂકવી. ૬

ભાવાર્થ—જે સિદ્ધ ભગવાનની પ્રતિમા ત્રણે કાળમાં (અતીત, અનાગત અને વર્તમાનમાં) ગુણોના ભંડારરૂપ છે તેમના ચરણ કમળમાં કુસુમાંજલિ મૂકવાથી ભવ્ય પ્રાણીઓનાં પાપો નાશ પામે છે ૭.

ભાવાર્થ—ત્યારપછી ઉત્તમ સુગંધી કાળા અગરનો ધૂપ હાથમાં ધારણ કરી તેના વડે કુસુમાંજલિને સુગંધી બનાવીને શ્રી નેમિનાથ પરમાત્માના ચરણકમલમાં કુસુમાંજલિ મૂકવી ૮

॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જસુ પરિમલ બલદહદિસિ, મહુકર ઝંકાર સદ્દસંગીયા ॥
જિણચલણોવરિ મુક્કા, સુરનરકુસુમાજલિ સિદ્ધા ॥૯॥

॥ કુસુમાજંલિ ઢાળ ॥

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફૂલ ઉદક કર ધારી ॥
કુસુમાજંલિ મેલો પાર્શ્વજિણંદા ॥ ૧૦ ॥

॥ દોહા ॥

મૂકે કુસુમાજંલિ સુરા, વીરચરણ સુકુમાલ ॥
તે કુસુમાજંલિ ભવિકના, પાપ હરે ત્રણ કાળ ॥ ૧૧ ॥

॥ કુસુમાજંલિ ઢાળ ॥

વિવિધ કુસુમ વરજાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી ॥
કુસુમાજંલિ મેલો વીર જિણંદા ॥ ૧૨ ॥

---

ભાવાર્થ—જેની સુગંધિ સુગમના બળથી દેશવિદેશના ભમરાઓ ગુંજારવ શબ્દ કરતા આવીને ભેગા થાય છે, તેવી સુગંધી કુસુમાજંલિ દેવતા અને મનુષ્યો પરમાત્માના ચરણકમળમા મૂકીને પોતાના આત્માને શુદ્ધ બનાવે છે અથવા પરમાત્માના ચરણકમળ ઉપર મૂકેલી કુસુમાજંલિ દેવતાઓને અને મનુષ્યોને શિવપદ—મોક્ષ આપે છે ૯

ભાવાર્થ—શ્રી પાર્શ્વનાથ ભગવાન કેવા છે? ત્રણ જગતમાં જય કરાવવાળા છે તેમને જળના તથા સ્થળના (ભૂમિના) ઉત્પન્ન થયેલ ફૂલોને પાણીથી સાફ કરીને હાથમા લઇ કુસુમાજંલિ મુકવી ૧૦

ભાવાર્થ—દેવતાઓ પણ જે કુસુમાંજલિ શ્રી વીરપ્રભુના સુકુમાલ ચરણકમળમાં મૂકે છે, તે કુસુમાંજલિ મૂકવાથી ભવ્ય પ્રાણીઓના ત્રણે કાળના પાપ દૂર થાય છે ૧૧

ભાવાર્થ—એટલા માટે આપણે પણ જુદી જુદી જાતિનાં ઉત્તમ પુષ્પો લઇને શ્રી વીરપરમાત્માના ચરણકમળમાં નમસ્કાર કરીને કુસુમાંજલિ પધરાવીએ—મૂકીએ ૧૨

॥ वस्तुछंद ॥

न्हवणकाळे, न्हवणकाजे, देवदाणवसमुच्चिय, कुसुमाञ्जलि तहिं, सकविय, पमसंत गिरि परिमल सुगंधिय, जिणु पयकमले निवडई विग्घहर जस नाममंतो, अनंत चउवीस जिन, वासवमलिय असेस, सा कुसुमांजलि सुहकरो, चउविह संघ विशेष, कुसुमाञ्जलि मेलो चउवीस जिणंदा ॥ १३ ॥

॥ कुसुमाजलि ढाळ ॥

अनंत चउवीशी जिनजी जुहारुं, वर्तमान चउवीशी संभारुं ॥
कुसुमांजलि मेलो चोवीस जिणंदा ॥ १४ ॥

॥ दोहा ॥

महाविदेहे संप्रति, विहरमान जिन वीश ॥
भक्ति भरे ते पूजिया, करो संघ सुजगीश ॥ १५ ॥

---

भावार्थ—मेरुपर्वत उपर परमात्माने लइ जई न्हवरावी देवो अने दानवो (असुरकुमारादि) एकठा थइ दशे दिशाओमां जेनी सौरभ अने सुगंध प्रसरी रही छे तेवा श्री जिनेश्वरना चरणकमळमां कुसुमांजलि स्थापन करे छे जेनुं नाम मात्र विघ्नोनो नाश करे छे अने चतुर्विध संघने विस्तार करी सुख अर्पे छे एवी कुसुमांजलि चोवीसे जिनेश्वर भगवंतोना चरणकमळ उपर पधरावो-मूको १३

भावार्थ—अत्यार सुधीमां अनंती चोवीशीओ थई गई छे ते तमामने हुं नमस्कार करुं छुं विशेष वर्तमान चोवीशीनुं स्मरण करीने चोवीसे तीर्थंकरोना नाम थी कुसुमांजलि मूकवी १४

भावार्थ—महाविदेह क्षेत्रमां अत्यारे (वर्तमानकाळे) वीस तीर्थंकरो विचरे छे तेमनी संपूर्ण भक्तिपूर्वक पूजा करुं छुं ते भगवंत चतुर्विध श्री संघने कल्याण करनारा थाओ १५

## ॥ કુસુમાંજલિ ઢાળ ॥

અપછર મંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભ-વીર-વિજય જયકારા ॥
કુસુમાંજલિ મેલો સર્વ જિનંદા ॥ ૧૬ ॥

( ઉપર પ્રમાણે કુસુમાંજલિની પૂજાવિધિ સંપૂર્ણ )

પછી સ્નાત્રીઆ ત્રણ ખમાસમણ અને છ દુહા બોલવાપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઈ જગચિંતામણીનું ચૈત્યવંદન—જય વીયરાય સુધી કરે.

### પ્રભુને પ્રદક્ષિણા દેતી વખતે બોલવાના દુહા

કાલ અનાદિથી જીવને, ભવ ભ્રમણ નહિ પાર,
તે ભ્રમણા નિવારવા, પ્રદક્ષિણા ત્રણ વાર. ૧
ભમતીમાં ભમતા થકા, ભવભાવઠ દૂર જાય,
દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ, પ્રદક્ષિણા ત્રણ થાય ૨
ઇચ્છામિ ખમાસમણો ૦,
જન્મ મરણના ભય ટળે, સીઝે જો દર્શન કાજ
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દર્શન કરો જિનરાજ. ૩
જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત,
જ્ઞાન વિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત ૪
ઇચ્છામિ ખમાસમણો ૦

---

ભાવાર્થ—જેની આગળ અપ્સરાઓની શ્રેણી એકઠી થઈને ગીતગાનપૂર્વક સ્નાત્રમહોત્સવ કરે છે તેવી રીતે સર્વે જિનેશ્વરને કુસુમાંજલિ મૂકવી આ સ્નાત્રના કર્તા પંડિત શ્રી વીરવિજયજી મહારાજ જયવંતે કરવાવાળા છે ૧૬

ચય તે અચય કર્મનો, રિક્ત કરે વલી જેહ,
ચારિત્ર નિર્યુક્તિયે કહ્યું, વંદો તે ગુણગેહ ૫
દર્શન જ્ઞાન ચારિત્ર એ, રત્નત્રયી નિરધાર
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવ દુઃખ ભંજનહાર ૬
ઇચ્છામિ ખમાસમણો ૦

જગચિંતામણિ ચૈત્યવંદનનો મૂળ પાઠ નીચે પ્રમાણે

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરું ? ઇચ્છં એમ કહી

જગચિંતામણિ જગનાહ, જગગુરુ જગરખ્ખણ, જગ બંધવ, જગસ્થ્થવાહ, જગભાવવિઅખ્ખણ, અટ્ઠાવય સંઠ વિઅરુવ કમ્મટ્ઠવિણાસણ, ચઉવિસંપિ જિણવર જયંતુ, અપ્પડિહયસાસણ ॥ ૧ ॥

કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં પઢમ સંઘયણી, ઉક્કોસય સત્તરિસય, જિનવરાણ વિહરંત લબ્ભઈ, નવકોડિહિં કેવલિણ, કોડિસહસ્સ નવ સાહુ ગમ્મઈ, સંપઈ જિણવર વીસમુણી, બિહું કોડિહિં વરનાણ સમણહ કોડીસહસ્સ દુઅ, થુણિજ્જઈ નિચ્ચ વિહાણી ॥ ૨ ॥

જયઉ સામિય જયઉ સામિય રિસહ સત્તુંજિ ઉજ્જિંત–પહુ નેમિજિણ, જયઉ વીર સચ્ચઉરિમંડણ ભરુઅચ્છહિં મુણિસુવય, મુહરિપાસ દુહ–દુરિઅખંડણ, અવરવિદેહિં તિત્થયરા, ચિહું દિસિ વિદિસિ જિં કેવિ, તિઆણાગય સંપઇઅ, વંદુ જિણ સવ્વે વિ ॥ ૩ ॥

સત્તાણુવઈ સહસ્સા, લખ્ખા છપ્પન અટ્ઠકોડિઓ,
બત્તિસય બાસિઆઈ, તિઅલોએ ચેઇએ વંદે ॥ ૪ ॥
પનરસ કોડિસયાઇં, કોડિબાયાલ લખ્ખ અડવન્ના,
છત્તીસ સહસ અસિઆઇં, સાસય બિંબાઇ પણમામિ ॥ ૫ ॥
જં કિંચિ નામતિત્થ, સગ્ગે પાયાલિ માણુસે લોએ,
જાઇ જિણબિંબાઇં, તાઈં સવ્વાઈં વંદામિ

પછી બે હાથ જોડીને—

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં, આઈગરાણં, તિથ્થયરાણં, સયસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરિઆણં, પુરિસવરગંધહથ્થિણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઈવાણં, લોગપજ્જો અગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણ દયાણં, બોહિદયાણં, ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિઅટ્ટછઉમાણં

જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં, સવ્વન્નૂણં સવ્વદરિસીણં, સિવ-મયલ-મરુઅમણંત- મખ્ખય – મવ્વાબાહ – મપુણરા વિત્તિ-સિદ્ધિગઈ નામધેય ઠાણં સંપત્તાણં, નમો જિણાણં, જિઅભયાણં

જેઅ અઈઆ સિદ્ધા, જેઅ ભવિસંતિણાગએ કાલે,
સંપઈઅ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ

જાવંતિ ચેઈઆઈં, ઉડ્ઢેઅ અહે અતિરિ યલોએ અ,
સવ્વાઈં તાઈં વંદે, ઇહ સંતો તત્થ સંતાઈં

ઈચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ મત્થએણ વંદામિ

જાવંત કે વિ સાહૂ, ભરહેરવય મહાવિદેહે અ,
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડવિરયાણ

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ।

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં,
વિસહર-વિસનિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં ॥ ૧ ॥

વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ,
તિસ્સ ગહ રોગમારી, દુટ્ઠ જરા જંતિ ઉવસામં ॥ ૨ ॥

ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝપણામો વિ બહુ-ફલો હોઇ,
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુખ્ખદોગચ્ચં ॥ ૩ ॥

તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણી કપ્પપાય વબ્ભહિએ,
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ૪ ॥

ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ,
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ ॥ ૫ ॥

પછી લલાટ સુધી બે હાથ જોડી

જય વીયરાય જગગુરુ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં,
ભવનિવ્વેઓ મગ્ગાણુસારિયા ઇટ્ઠફલસિદ્ધિ ૧

લોગવિ૰ુચ્છેઓ, ગુ૰જણપૂઆ પરત્થકરણ્ ચ,
સુહગુ૰જોગો તબ્વયણ-સેવણા આભવમખંડા ૨
( હાથ નીચા ઉતારી નાસિકા સુધી રાખવા )
વારિજ્જઇ જઇવિ નિયાણ-બંધણં વીયરાય તુહ સમએ,
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં ૩
દુક્ખખઓ કમ્મક્ખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ,
સંપજ્જઉ મહએઅં, તુહ નાહ પણામકરણેણં ૪
સર્વમંગલ માંગલ્યં, સર્વકલ્યાણ કારણં,
પ્રધાન સર્વધર્માણાં, જૈન જયતિ શાસનમ્ ૫

પછી હાથ ધૂપી, મુખકોશ બાંધી હાથમાં કળશ લઈ, ઊભા રહીને નીચેનો કળશ કહેવો

## કળશ દોહા

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ ॥
વર્ણવતા સુણતા થકા, સંઘની પૂગે આશ ॥ ૧ ॥

## ઢાળ

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમસુખ રમ્યા ॥
વીશ સ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવદયા દિલમાં ધરી ૨
જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરું શાસનરસી ॥

ભાવાર્થ—સર્વ જિનેશ્વરના ચરણકમળમાં નમસ્કાર કરીને તેમના કલ્યાણકનો વિધિ હું કહું છું તે કલ્યાણકની વિધિનું વર્ણન કરતા અને સાંભળતાં સકળ સંઘની આશા પરિપૂર્ણ થાય છે ૧

ભાવાર્થ—તીર્થંકર ભગવંતો પ્રથમ પૂર્વભવમાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરી અનુક્રમે ચારિત્રને અંગીકાર કરી વિધિપૂર્વક વીશ સ્થાનક તપનું આરાધન કરી નીચે પ્રમાણે મનમાં ભાવદયાને ધારણ કરે છે ૨



ઉતરતા આકાશથી રે, પેસતા વદન પ્રમાણે, વાલા ૦
માતા સુપન લહી જાગીયા રે, અવધિ જુવે સુરરાજ, વાલા ૦
શક્રસ્તવ કરી વંદીયા રે, જનની ઉદર જિનરાજ, વા

શ્રુતિરસ ધ્વને નિદ્રા બાંધતા, તીર્થંકર નામ નિકાચતા ૨
સંગથી સંયમ આચરી, વચમા એક દેવનો ભવ કરી ॥
ચવી પન્નર ક્ષેત્રે અંતરે, મધ્યખંડે પણ રાજવી કુળે ૩
પટરાણી કુખે ગુણનીલો, જેમ માનસરોવર હંસલો ॥
સુખશય્યાએ રજની શેષે, ઊતરતા ચઉદ સુપન દેખે ૪

## ઢાળ સ્વપ્નની

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠો ॥
ત્રીજે કેસરીસિંહ ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥
પાંચમી ફૂલની માળ, છઠ્ઠે ચંદ્ર વિશાળ ॥
રવિ રાતો ધ્વજ મોટો, પૂરણ કળશ નહિ છોટો ૨ ॥

---

કે જો મારામા આવા પ્રકારની શક્તિ હોય તો દરેક જીવોને વીતરાગ શાસનના રાગી બનાવી દઉં આવી નિર્મળ ભાવના ભાવતાં તીર્થંકર નામ નિકાચિત કરે છે એવી રીતે પ્રેમપૂર્વક સંયમને ગ્રહણ કરી, આયુષ્ય પૂર્ણ કરી વચમા દેવનો એક ભવ કરે છે તે દેવના ભવમાંથી ચવી પંદર કર્મભૂમિ ક્ષેત્રના મધ્યખંડના કોઈ પણ રાજવીકુળને વિષે ગર્ભપણે ઉત્પન્ન થાય છે તે સમયે કેવા શોભે છે? જેમ માનસરોવરમાં વિચરતો હંસ શોભે છે તેમ પરમાત્માનો જીવ પણ માતાના ગર્ભને વિષે શોભી રહ્યો છે જે વખતે તીર્થંકર ભગવંત માતાની કુક્ષીમાં ગર્ભપણે ઉત્પન્ન થાય છે તે રાત્રીએ સુખશય્યામાં સૂતેલા માતાજી નીચે જણાવેલા ચૌદ સ્વપ્નને જુએ છે ૩–૪

ભાવાર્થ—તે ચૌદ સ્વપ્નની અંદર પરમાત્માની માતા શ્રેષ્ઠ હાથી બીજે દેદીપ્યમાન બળદ, ત્રીજે કેસરીસિંહ ચોથા શોભાયમાન એવી લક્ષ્મીદેવી ને પાંચમા સ્વપ્નને વિષે ફૂલની માળા જુએ છે છઠ્ઠામાં મનોહર ચંદ્રમા સાતમામાં લાલ સૂર્ય, આઠમા સ્વપ્નમાં મોટી ધજા, નવમામા સંપૂર્ણ ભરેલો કળશ

દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ॥
ભુવનવિમાન રત્નગજી, અગ્નિશિખા ધૂમવર્જી ૩ ॥
સ્વપ્ન લહી જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે ॥
પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકળ મનોરથ ફળશે ૪ ॥

## વસ્તુ છંદ

અવધિનાણે અવધિનાણે, ઉપના જિનરાજ, જગત જસ પરમાણુઆ વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર મિથ્યાત્વતારા નિર્બલા ધર્મ ઉદય પરભાત સુંદર, માતા પણ આનંદિયા, જાગતિ ધર્મ વિધાન, જાણતી જગતિલક સમો- હોશે પુત્રપ્રધાન ॥ ૧ ॥

---

દશમામા કમળયુક્ત સરોવર, અગિયારમામાં ક્ષીરસમુદ્ર, બારમામા વિમાન (જે જીવ નરકમાંથી આવ્યો હોય તેની માતા ભુવન જુવે છે અને જે જીવ દેવલોકમાંથી આવ્યો હોય તેની માતા વિમાન જુએ છે) તેરમા સ્વપ્નમા રત્નનો ઢગનો અને ચૌદમા સ્વપ્નમા ધુમાડા વિનાનો દેદીપ્યમાન અગ્નિ જુએ છે ૧ થી ૪

ભાવાર્થ—જેઓ પરમાત્માને જન્મતાની સાથે ત્રણ જ્ઞાન (મતિ, શ્રુત, અવધિ) હોય છે જેના પરમાણુ આખા વિશ્વના જીવોને સુખ કરનારા હોય છે તે વખતે મિથ્યાત્વરૂપી તારાઓ ઝાખા પડી જાય છે ધર્મના ઉદયરૂપી પ્રભાતકાળ થવાથી માતા પણ આનંદિત થઈને જાગ્રત થાય છે અને ધર્મની ક્રિયાઓ કરે છે તેમજ મનમાં એમ વિચારે છે કે ત્રણ જગતમા તિલકસમાન એવો શ્રેષ્ટ પુત્ર મારે ઉત્પન્ન થશે ૧

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિઅ લોએ અ,
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિ
આએ મત્થએણ વંદામિ.

જાવંત કે વિ સાહૂ, ભરહેરવય મહાવિદેહે અ,
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડવિરયાણં

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ।

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં,
વિસહર-વિસનિન્નાસં, મંગલકલ્લાણ આવાસં ॥ ૧ ॥

વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ,
તસ્સ ગહ રોગમારી, દુટ્ઠ જરા જંતિ ઉવસામં ॥ ૨ ॥

ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઇ,
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખદોગચ્ચં ॥ ૩ ॥

તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણી કપ્પપાયવબ્ભહિએ,
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ૪ ॥

ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ,
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ ॥ ૫ ॥

પછી લલાટ સુધી બે હાથ જોડી

જય વીયરાય જગગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં,
ભવનિવ્વેઓ મગ્ગાણુસારિયા ઇટ્ઠફલસિદ્ધિ. ૧

લોગવિરુદ્ધચ્ચાઓ, ગુરુજણપૂઆ પરત્થકરણં ચ,
સુહગુરુજોગો તવ્વયણ-સેવણા આભવમખંડા ૨
(હાથ નીચા ઉતારી નાસિકા સુધી નાખવા)
વારિજ્જઇ જઇવિ નિયાણ-બંધણં વીયરાય તુહ સમયે
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં
દુક્ખખખઓ કમ્મખ્ખઓ, સમાહિમરણં ચ બોહિલાભો
સંપજ્જઉ મહએઅં, તુહ નાહ પણામકરણેણં ૪
સર્વ મંગલ માંગલ્યં, સર્વકલ્યાણ કારણં,
પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ૫

પછી હાથ ધૂપી મુખકોશ બાંધી હાથમાં કળશ લઈ રહીને નીચનો કળશ કહેવો

કળશના દોહા

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ ॥
વર્ણવતા સુણતા થકા, સંઘની પૂગે આશ ॥ ૧ ॥

ઢાળ

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમસુખ રમ્યા
વીશ સ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવદયા દિલમાં ધરી
જો હોવે મુજ શકિત ઇસી, સવિ જીવ કરૂં શાસનરસી।

ભાવાર્થ—સર્વ જિનેશ્વરનાં ચરણકમલમાં નમસ્કાર કરીને તેમના કલ્યાણકનો વિધિ હું કહું છું તે કલ્યાણકની વિધિનું વર્ણન કરતાં અને સાંભળતાં સમગ્ર સંઘની આશા પરિપૂર્ણ થાય છે ૧

ભાવાર્થ—તીર્થંકર ભગવંતો પ્રથમ પૂર્વભવમાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરી અનુક્રમે ચારિત્રને અંગીકાર કરી વિધિપૂર્વક વીશ સ્થાનક તપનું આરાધન કરી નીચે પ્રમાણે મનમાં ભાવદયાને ધારણ કરે છે ૨

ચલિતાસન સોહમપતિ, રચી વૈમાન વિશાળ,
પ્રભુ જન્મોત્સવ કારણે, આવતા તત્કાળ,
હવે શક્ર સુઘોષા બજાવે, દેવ દેવી સર્વ મિલાવે



શક્રેન્દ્ર મહારાજા શક્રસ્તવ નમુત્થુણ વડે
દેવ વિમાનમા રહે છતે પ્રભુની સ્તુતિ
કરે છે

## ત્રોટક છંદ

તા ચિંતે ઇંદ મનમા, કોણ અવસર એ બન્યો,
જિન જન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ॥
સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે,
સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુરગિરિવરે ॥
(અહીં ઘંટ વગાડવો)

## ઢાળ પૂર્વલી

એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે,
જન્મ મહોત્સવજી કરવા મેરુ ઉપર ચલે ॥
સોહમપતિજી બહુ પરિવારે આવિયા,
માય જિનનેજી વાંદી પ્રભુને વધાવિયા ॥

ભાવાર્થ—તે સમયે બન્ને ઇંદ્રમહારાજે મનમાં ચિંતવન કરે છે કે કયા પ્રસંગને લઇને મારું સિંહાસન કંપાયમાન થયું ? ૧

ભાવાર્થ—આમ અકસ્માત્ સિંહાસન કંપવાનું કારણ ઇંદ્ર મહારાજ અવધિજ્ઞાન વડે જુએ છે ત્યારે પરમાત્માનો જન્મ થયેલ જાણી ઘણો જ આનંદ પામે છે તીર્થંકર ભગવંતનો જન્મ થયો જાણી તરત જ હરિનૈગમેષી નામના દેવના પાસે સુઘોષા નામનો ઘંટ વગાવે છે અને બધા દેવોને ખબર આપે છે કે—હે દેવો તીર્થંકર ભગવંતનો જન્મ થયેલ છે માટે સર્વ દેવો જન્મોત્સવ કરવા માટે મેરુપર્વત ઉપર આવજો

ભાવાર્થ—સુઘોષા નામની ઘંટાનો અવાજ સાંભળીને ક્રોડો દેવતાઓ એકઠા થાય છે અને ભગવંતનો જન્મ મહોત્સવ કરવા માટે મેરુપર્વત ઉપર જાય છે ઘણા પરિવારથી પરિવરેલો સૌધર્મ ઇન્દ્ર પણ દેવલોકમાંથી ભૂમિતલ ઉપર આવી જે સ્થળે—

( અહીં પ્રભુજીને ચોખાથી વધાવવા )

ત્રોટક

વધાવી બોલે હે રત્ન કૂખ-ધારિણી તુજ સુતતણો
હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિઘણો ॥
એમ કહી જિન પ્રતિબિંબ સ્થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ॥

ઢાળ પૂર્વલી

મેરુ ઉપરજી પાંડુક વનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી સિંહાસન મન ઉલ્લસે,
તિહાં બેસીજી શક્રે જિન ખોળે ધર્યા,
હરિ ત્રેસઠજી બીજા તિહાં આવી મળ્યા,

---

તીર્થંકર ભગવતનો જન્મ થાય છે ત્યાં જાય છે અને માતા ને
ભગવતને નમસ્કાર કરી પ્રભુને વધાવે છે

ભાવાર્થ—વધાવ્યા પછી ઇન્દ્ર મહારાજા પ્રભુની માતાને આ પ્રમાણે કહે છે કે હે રત્ન કૂખને ધારણ કરવાવાળી દેવી, હું સૌધર્મ દેવલોકનો સૌધર્મ નામનો ઇન્દ્ર તમારા પુત્રનો જન્મમહોત્સવ કરવા આવ્યો છું એ પ્રમાણે કહીને જિનેશ્વર ભગવતનું બીજું રૂપ માતાની પાસે જ સ્થાપન કરી પાંચ રૂપે પરમાત્માને ગ્રહણ કરી દેવ-દેવીઓના સમૂહ સાથે વાજતેગાજતે મેરુપર્વત ઉપર આવ્યા

ભાવાર્થ—મેરુપર્વત ઉપર પાંડુક વનમાં શિલા ઉપર સિંહાસન ગોઠવી તેના પર ઇન્દ્ર મહારાજે બેસીને ભગવતને પોતાના ખોળામાં ધારણ કર્યા તે વખતે બીજા ત્રેસઠ ઇન્દ્રો પણ ત્યાં આગળ આવી પહોંચ્યા

શ્લોક

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અ જિનના
મગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના
અચ્યુતપતિયે હુકમ કીનો, સાંભળો દેવા સવે
ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે.

ઢાળ (વિવાહલાની દેશી)

સુર સાંભળીને સંચરિયા, મા [illegible] મ [illegible] રીયા,
પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ [illegible] ભરાવે,
તીરથ જળ (ફળ) ઔષધિ લેતા વળી ખીર સમુદ્રે જાતા
જલકળશા બહુલ ભરાવે, ફૂલચંગેરી થાળ લાવે.
સિંહાસન ચામર ધારી, ધૂપધાણાં રેકેબી સારી,
સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ,
તે દેવા સુરગિરિ આવે, પ્રભુ [illegible] પાવે,
કળશાદિક સહુ તિહાં ઠાવે, ભક્તે પ્રભુના ગુણ ગાવે

ભાવાર્થ—ત્યાં આગળ ચોસઠ ઇંદ્ર [illegible] જિનના કળશ બનાવી તેની અંદર મગધ [illegible] તીર્થના સુગંધી પાણી ભર્યાં અનેક પ્રકારનો ઔષધી ધૂપ ઇન્દ્રો ત્યાર [illegible] અચ્યુત બીજા દેવોને જિનેશ્વર ભગવંતના [illegible] ગંગા [illegible] પાણી જળથી લાવવા આદેશ [illegible]

ભાવાર્થ—અચ્યુતેન્દ્ર [illegible]

## ઢાળ (રાગ ધનાશ્રી)

આતમભકિત મલ્યા કેઈ દેવા, કેતા મિત્તનુ જાઈ
નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ,
જોઈસિ વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે,
અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે ॥ ૧ ॥
અડજાતિ કળશા પ્રત્યેકે, આઠઆઠ સહસ પ્રમાણો,
ચઉસઠ્ઠ સહસ હુવા અભિષેકે, અઢીસે ગુણા કરી જાણો,
સાઠ લાખ ઉપર એક કોડી, કળશાના અધિકાર,
બાસઠ ઇંદ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥ ૨ ॥

---

ઔષધિઓ પુષ્પચંગેરી થાળ ધૂપધાણા રકાબીઓ વિગેરે વસ્તુઓ સિદ્ધાંતમાં કહેલ છે તે પ્રમાણે એકત્ર કરીને મેરુપર્વત ઉપર આવ્યા અને પ્રભુના દર્શન કરીને બહુ જ આનંદ પામ્યા પોતાની સાથે લાવેલા જળકળશા વિગેરે સમગ્ર વસ્તુઓ તે સ્થાને મૂકીને ઘણા જ આનંદ સહિત પ્રભુના ગુણગાન કરવા લાગ્યા

**ભાવાર્થ**—કેટલાક દેવોને પ્રભુ ઉપર ભકિત હોવાથી કેટલાક મિત્રોની પ્રેરણાથી કેટલીક સ્ત્રીના કથનથી કેટલાક આપણો કુળ ધર્મ છે એમ વિચારીને કેટલાક ધર્મમિત્રોની સૂચનાથી શ્રી જિનેશ્વર ભગવતના આ સ્નાન મહોત્સવમાં આવે છે તેમજ ભુવનપતિ, વ્યંતર જ્યોતિષ અને વૈમાનિક એ ચારે નિકાયના દેવો પણ ત્યાં આગળ આવે છે ત્યારપછી અચ્યુતેંદ્રના હુકમથી જળપૂર્ણ કળશોવડે પ્રભુને સ્નાન કરાવે છે તે કળશાઓ આઠ પ્રકારના હોય છે અને તે દરેક પ્રકારના આઠ આઠ હજાર હોય છે એટલે કુલ (૬૪૦૦૦) કળશાઓ હોય અને તેને અઢીસોની સંખ્યાવડે ગુણવાથી એક કરોડ અને સાઠ લાખ કળશા વડે પરમાત્માને સ્નાનાભિષેક કરવામાં આવે છે ૧-૨



શ્રી જિનરાજને સુરપતિ, સવિ નહવરાવતા એ,
નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતાએ
ઈણિ પરે ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર

ચંદની પંક્તિ છાસઠ, છાસઠ, રવિશ્રેણી નરલોકો,
ગુરુસ્થાનક ગુરુકેરો એક જ, સામાનિકનો એકો,
સોહમપતિ ઇશાનપતિની, ઇંદ્રાણીના નોઠ,
અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ ૩ ॥
જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો,
કટકપતિ અંગરક્ષકકેરો, એક એક સુવિવેકો,
પરચુરણ સુરનો એક છેલ્લો, એ અડસઠ અભિષેકો,
ઇશાન ઇંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ ૪ ॥
તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે,
વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે,
પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેશર રંગરાગે
મંગળદીવો આરતી કરતા, સુરવર જયજય બોલે ॥ ૫ ॥

અભિષેકો તે ક્યા ક્યા? તે સંબંધી કહે છે બાસઠ ચંદ્રના બાસઠ ચાર લોકપાલના ચાર ચંદ્રની છાસઠ પંક્તિના છાસઠ, સૂર્યપંક્તિના છાસઠ, એક ગુરુનો એક સામાનિક દેવનો સૌધર્મ ઇંદ્ર અને ઇશાનેંદ્રની ઇંદ્રાણીના આઠ અસુરેન્દ્રની ઇંદ્રાણીના દશ નાગેંદ્રની ઇંદ્રાણીના બાર બાર જ્યોતિષી ઇંદ્રના ચાર વ્યંતરેંદ્રના ત્રણ પર્ષદાનો એક એક કટકપતિ એક અંગરક્ષકોનો, એક પરચુરણ દેવનો—આ પ્રમાણે અડસઠ અભિષેક જાણવા ત્યારપછી ઇશાનેંદ્ર સૌધર્મ ઇંદ્રને કહે છે કે—મને થોડીવાર પ્રભુને (મારા) ખોળે બેસાડવા માટે આપો આ પ્રમાણે તેની માગણીથી તેના ખોળામાં પ્રભુજીને બેસાડી પોતે વૃષભનું રૂપ કરી, શિંગડામાં જળ ભરી તે વડે પ્રભુજીને અભિષેક કરે છે અને કેસરથી પૂજા કરી પુષ્પો ચડાવી, આરતી મંગળદીવો ઉતારીને દેવતાઓ જયજય શબ્દ બોલે છે ૩-૪-૫

ભેરી ભુગળ તાલ બજાવત, વળિયા જિનકર ધારી,
જનનીઘર માતાને સોપી, એણીપરે વચન ઉચ્ચારી,
પુત્ર તમારો સ્વામી હમારો, અમ સેવક આધાર,
પચધાવી રભાદિક થાપી, પ્રભુ ખેલાવણહાર ॥ ૬ ॥
બત્રીશ કોડી કનક મણિ માણેક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નદીસર જાવે,
કરીય અઠ્ઠાઇ ઉત્સવ દેવા, નિજનિજ કલ્પ સધાવે,
દીક્ષા કેવળને અભિલાષે, નિત નિત જિનગુણ ગાવે ॥૭॥

---

ભાવાર્થ—ત્યારપછી ભગવતને હાથમાં ધારણ કરી ભેરી ભુગળ (સરણાઈ) વિગેરે વાજિત્રના અવાજ સાથે વાજતેગાજતે માતા પાસે લઈ જઈ પુત્રને સોપી આ પ્રમાણે બોલે છે

હે માતા ! આ તમારો તો પુત્ર છે પણ અમારો તો સ્વામી છે અમે તેમના સેવક છીએ અમો સેવકને આધાર પણ તેમનો જ છે ! આવી રીતે પરમાત્માની સ્તુતિ કરીને તેમને રમાડવા તેમજ આનદ કરાવવા પાંચ ધાવમાતા મૂકે છે એ વખતે પરમાત્માના પુણ્યબળથી આકર્ષિને તિર્યંગ્જૃભક દેવતાઓ પરમાત્માના ઘરમાં બત્રીસ ક્રોડ સોનૈયા, મણિ માણેક વસ્ત્ર વિગેરેની વૃષ્ટિ કરે છે ત્યારબાદ તમામ દેવતાઓ પોતાનો હર્ષ પૂરો કરવા માટે નદીશ્વરદ્વીપે જાય છે ત્યાં આગળ અષ્ટાન્હિકા મહોત્સવ કરે છે અષ્ટાન્હિકા મહોત્સવ કરીને સવ દેવો પોતપોતાના દેવલોકમા જાય છે પ્રભુના દીક્ષા કલ્યાણક કેવળજ્ઞાન કલ્યાણક વિગેરે કલ્યાણકોના દિવસોમાં દેવતાઓ તીર્થંકરોના ગુણગાન ગાય છે ૬—૭

સ્નાત્રીઆને પોતાના નવ અંગે કંકુના ચાંદલા કરવા પછી પડદો કાઢી નાખી મંગળદીવો ઉતારવો સ્નાત્ર ભણાવ્યા પછી તરત જ શ્રી શાન્તિનાથજીનો કળશ ભણાવવો હોય તો આ બધી ક્રિયા પછી કરવી

એમ કહીને લૂણને પાણીની વાટકીમાં નાખવુ, પછી હાથમાં ધૂપ લઈને ત્રીજી વાર એકતુ પાણી હાથમા લઈને આરતી કરતી ઉતારવુ

## લૂણ ઉતારવાનો વિધિ

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મનરંગે,
જેમ જેમ તડતડ લૂણ જ ફૂટે, તેમ તેમ અશુભ કર્મ બંધ તૂટે ૧

એમ કહીને લૂણ અગ્નિમા-ધૂપ ધાતામાં નાખવુ, પછી બીજું લૂણ લેવુ

નયન સલૂણા શ્રી જિનજીના, અનુપમરૂપ દયારસ ભીના લૂણ ૨
રૂપ સલૂણ જિનજીનુ દિસે, લાજ્યુ લૂણ તે જળમા પેસે લૂણ૩
ત્રણ પ્રદક્ષિણા દેઈ જળધારા, જલણ ખેપીએ લૂણ ઉતારા લૂણ ૪
જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યુ પાણી લૂણ

અગર કૃષ્ણાગરુ કુંદરુ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે

એ ગાથા કહીને અગ્નિ ઉપર ધૂપ પ્રક્ષેપવો પછી આરતિ ઉતારવી તેનો વિધિ

## અષ્ટપ્રકારી પૂજાની સંક્ષિપ્ત ગાથા.

નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધૂપ દીપ, ફળ નૈવેદ્ય વંદન
એણી પ્રમાણ અષ્ટપ્રકારી કીજે, પૂજા સ્નાન મહોત્સવ ભણીજે

## ૧ આરતી

જય જય આરતિ આદિજિણંદા નાભિરાયા મારૂદેવીકો નંદા,
પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લાહો લીજે ૧
દુસરી આરતી દીનદયાળા,ધૂલેવ મંડપમાં જગઅજવાળ્યા જ-૨
તીસરી આરતી ત્રિભુવનદેવા, સુરનરઇંદ્ર કરે તોરી સેવા જ-૩
ચોથી આરતી ચઉગતિ ચૂરે મનવંછિત ફળ શિવસુખ પૂરે જ-૪
પાચમી આરતી પુન્ય ઉપાયો મૂળચંદે રિખવ ગુણ ગાયો જ-૫

## ૨ મંગળદીવો

દીવો રે દીવો પ્રભુ મંગળિક દીવો, આરતિ ઉતારણ બહુ ચિરંજીવો
સોહામણે ઘેર પર્વ દિવાળી, અંબર ખેલે અમરાબાળી
દીપાળ ભણે એણે કુળ અજવાળી, ભાવે ભગતિ વિઘ્ન નિવારી
દીપાળ ભણે એણે કલિકાળે, આરતિ ઉતારી રાજા કુમારપાળે
અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક મંગલિક ચતુર્વિધ સંઘને હોજો.
દીવો રે દીવો પ્રભુ મંગલિક દીવો

મંગળ દીવો ઉતાર્યા પછી કળશ બોલવો *

---

એક થાળમાં સાથીઓ કરી તે ઉપર પૈસો મૂકી, તેને ચાંદલો કરી, ત્રણ પ્રદક્ષિણાથી જળધારા કરી ઊભા થઈ આરતિ બોલતાં બોલતા ઘંટાદિકના ધ્વનિ સાથે નાસિકાથી ઊંચે નહિ અને નાભીથી નીચે નહિ એવી રીતે ત્રણ ત્રણ ઉપર તથા નીચેના આવર્ત પૂર્વક આરતી ઉતારવી પછી તે પાટના ઉપર મૂકી મંગળ દીવો તે જ થાળમાં મૂકીને ઉતારવાની તૈયારી કરવી તે વખતે કપૂર સળગાવીને મૂકવો પછી પ્રભુ સામે પડદો કરી સ્નાત્રીઆઓએ પોતાના નવ અંગે કેશરના ચાંલ્લા કરવા પછી પડદો કાઢી નાખી મંગળદીવો ઉતારવો

અરિહંત ગણધર નિયમા તીરથ, જેહથી તરીએ તે તીરથ રે
તીર્થપદ ધ્યાવો ગુણ ગાવો, પંચરંગી રયણ મિલાવો રે
આના થાળ ભરી ભરી મોતીડે વધાવો ગુણ અનંત દિલ લાવો રે
ભલુ થયુ ને મેં પ્રભુ ગુણ ગાયા, રસનાનો રસ લીધો જી

ઉપસર્ગા ક્ષય યાન્તિ, છિદ્યન્તે વિઘ્નવલ્લય
મન પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે
સર્વમંગલમાંગલ્ય, સર્વકલ્યાણકારણમ્
પ્રધાન સર્વધર્મ્માણા, જૈન જયતિ શાસનમ્

## કળશ

એ પ્રમાણે કહીને પછી શાન્તિકળશ કરવો તે આ રીતે ન્હવણના જળને પરાતમાં ગળી લઇ સ્નાત્રીઆએ કળશ હાથમાં રાખી એ કળશમાંથી અખંડધારાએ કુંડીમાં ધારાવળી પડે તેમ કરવું એક નવકાર તથા મોટી શાન્તિ બોલતાં પૂરી થતાં સુધી અખંડધારાએ કળશ કરવો પછી ઇરિયાવહિયા તસ્સ ઉત્તરી અન્નથ્થ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ ચંદેસુ નિમ્મલયરા સુધી કરવો પછી આખો લોગસ્સ કહેવો પછી ચૈત્યવંદન કરવું ને સ્તવન કહેવું છેવટ—

અરિહંત ચાવીસ કદ્રપૂજિત સિદ્ધ પ્રભુની સિદ્ધતા,
શાસનદીપક સૂરિવરા, છે ઉપાધ્યાયે શોભતા,
સિદ્ધાંત ભણી ભણાવતા પંચમ પદે વળી મુનિવરા,
રત્ન ત્રયા આનંદતા વળી પંચ પ્રભુજી સુખકરા
—પં પૂ શ્રી રામવિજયજી ગણિવર

# શ્રી જ્ઞાનવિમળસૂરીશ્વરજીકૃત
## શ્રી શાંતિનાથજીનો કળશ

કાવ્ય—શ્રેય શ્રી જયમંગલાભ્યુદયતાવલ્લીપ્રરોહાંબુદો,
દારિદ્ર્યદ્રુમકાનનૈકદહને મત્તેભપંચાનનઃ ।।
વિશ્વેઽસ્મિન્ પ્રકટપ્રભાવમહિમા સૌભાગ્યભાગ્યોદયઃ
સ શ્રી શાંતિજિનેશ્વરોઽભિમતદો જીયાત્ સુવર્ણચ્છવિઃ ।। ૧ ।।

ગદ્યપાઠ—અહો ભવ્યા શ્રૃણુત તાવત્ સકલમંગલમાલાકેલિકલાવી–લાસનકા લીલારસગપિનચિત્તરત્ય. વિહિતશ્રીજિનેંદ્રભક્તિપ્રવૃત્તય. સાંપ્રત શ્રીમત્ શાંતિજિનજન્માભિષેકકલશમ્ ગીયતે

ઢાળ—રાગ વસંત આરામ મંદરભાન—એ દેશી

શ્રીશાંતિજિનવર સયલ સુખકર કલશ ભણીએ તાસ જિમ ભવિકજનને સર્વ સંપત્તિ બહુલ લીલવિલાસ કુરુનામે જનપદ તિલક સમોવડ હત્થિણાઉર સાર જિહાં નયરી કંચણરયણ ધણભર સુગુણજણ આધાર ।। ૧ ।। તિહાં રાય રાજે બહુ દિવાજે વિશ્વસેન નરિંદ નિજ પ્રકૃતિ સોમ તેજ તપનહ માનુચંદ દિણંદ તસ ગુણખાણી નૃપપટ્ટરાણી નામે અચિરા નાર સુખ સેજે સૂતા ચૌ પેખે, સુપન સાર ઉદાર ।। ૨ ।। શ્રીશાંતિકરણ જિન શાંતિજિનેશ્વર દેવ જે યોગ ક્ષેમકર જગદિનકર નિત્યમેવ વિશ્વસેન નરેસર વંશમહોદધિ ચંદ મૃગલંછન કંચનવાને શમસુખકંદ ।। ૩ ।। જે પંચમ ચક્રી સોળમો જિનરાય, જસ નામે સઘળા ઇતિ ઉપદ્રવ જાય આવી ઉપન્ના અચિરાદેવી કૂખે નિજ મુખ કંદરમાં ચૌદ સુપનાં દેખે ।। ૪ ।।

દુહો—ભાવારથ જેહવા દુરયે દ્રવ્ય ભાવથી જેહ ।।
નિજગુણ દાખુ લેશથી, મતિમંદ કહું તેહ ।। ૧ ।।

ઢાળ—તેહિજ ગામેરી તથા નગ્ગાડરે

ઉન્નત સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત માનુ મોહ મહાગ તસ શિર દંત દિપંત ઐરાવણપતિ તતિ સેવિત ચઉગતિ અંત, તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત ॥ ૧ ॥ સયમભાર વહેવા ધોરી વૃષભ કહાવે ભરતે ભવિમને બોધિબીજ વર વાવે, જસ ઉન્નત કકુદ ઉનત કકુ ઉનત ગોત્ર ધવલ સિત અમલ મંગલ મુખ બીજે વૃષભ અવતંસ ॥૨॥ પરતીર્થિક શ્વાપદપીડિત ભવિવન રાખે એકલમલ્લ દુર્દ્ધર સિંહ પરાક્રમ દાખે પરિસહ ગજભેરી નહિ અસહાય અબીહ એહવો એ હોસ્યે આવો ઇમ કહે સિંહ ॥ ૩ ॥ દેઈ વાર્ષિક દાને જિનપદ લચ્છી લહેશે મુજ ચાપલ દૂષણ એહને સંગે મિટશે જડકંટકસંગી નિજકજ છંડી વાસ કહે લક્ષ્મી ચોથે સુપને અર્થ–વિલાસ ॥ ૪ ॥ ત્રિભુવન શિર ધરશે જસ આણા સુરધામ, નિજજસભર સુરભિત જગત હોસ્યે ઉદ્દામ એ પંચમ સુહણે છઠ્ઠે શશિધર દેખે, નિષ્કલંક છું થાઉં તુજ સુત સંગવિશેષે ॥ ૫ ॥ કુવલયે સુખ દેવે શમછલાતપયુક્ત હવે સપ્તમે દિનકર મિથ્યાતિમિર વિમુક્ત ભવિકમળ વિકાસે માનુ કરે પુષ્પદંત, તુમ સુત પરિ અભયો નિત્ય ઉદય પભણુંત ॥ ૬ ॥ કુળધ્વજ તુમ નંદન ધર્મધ્વજે સોહંત સવિ ત્રિભુવન મહિં એહી જ એક મહંત ઇમ અષ્ટમ સુહણે ભવિકને ભાવ જણાવે, હવે નવમે કુંભ સુપને એમ કહાવે ॥ ૭ ॥ જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મ મહાપ્રાસાદ, તસ શિખર ઠવશે આતમ નહિ વિખવાદ દસમે પદ્મ સરોવર સુકૃત કલ્પ ઠાવે એ પાવન કરશે જ્ઞાનાંજનિ મંગલ ભાવે ॥ ૮ ॥ તુઝ સુત ગુણરયણે ગંભીરો સુગુણમહિલ્લો થયો જાણી સેવે ખીરસમુદ્ર જ મીઠો, તેહ ભણી મુજ નીરે હોજ્યો તનુ પરિભોગ એકાદશ સુહણે માનુ એ વિનતિયોગ ॥ ૯ ॥ વળી ભવનવિમાનાધિપ ચઉ દેવનિકાય-સેવિત એ હોશે પાસે સુર સમુદાય, બારમે એ જાણો તેરમે રયણનો રાશિ, ધન કંચન દેઈ કરશે નિગડે વાશી ॥ ૧૦ ॥

જ્ઞાનાદિક ગુણમણિ દેશે ભવિને એહ વ વરિશાોરી પૂરવ પરે ગુણગેહ નિજકલ ઈવગુન ધ્યાનાનલથુ ક્લશી નિજ આતમ નિર્મલ કચન પરિ અનુઆની ॥ ૧૧ ॥ નિધૂમ અગ્નિ સમ ભવિ મોહન કરી શુદ્ધ ચૌ સમે સુદર્શ અજ કર્મ ક્ષયે સિદ્ધ ચૌ રાજની ઉપર કરી જે અધિધાણ તેહ ભ ા સપૂરણ ચૌ ન્નુ ન મ ડાણુ ॥ ૧૨ ॥ ગુરુનક્ષણ લક્ષિત અતિ સુદર અ પાર જિનમાન ચૌ દેખે સુપન ઉ ાર પશુ ચક્રી માતા કાઈક તેજે દીશુ, દેખે ગોઈ પ વર દોઈ વાર ગુણુપીણુ ॥ ૧૩ ॥ કુલકીરતિથંભો કુલોદ્ધાર કુલમેર કુલમુરતરુપાદપ જેહને નહિ લવરેર, કુલમ ડગુદીપક છત્રપ કુલમનોરી ત્રિભુવન જસ ભગરે નમશે પ૦ કરજોડી ॥ ૧૪ ॥ વળી હોડી ન એની કરના ભવન મઝાર. લોકોત્તરચરિતે ધન્ય હોશે અવતાર વ ની જ્ઞાનવિમનગુણુ જેહના કહેતાં પાર ન લહે મુખ કહેતા જો સુરગુરુ અવતાર ॥ ૧૫ ॥

## ઇતિ શાતિજિન ચૌ. સુપનાર્થ સ્તવનમ્

સર્વાર્થસિદ્ધ વિમાનથી તવ ચવીય ઉદરિ ઉપન્ન ભદ્રભદ્ર ભદ્રવ કસિણ સત્તમિ દિવસ[1] ગુણુસ પન્ન તર ગેગ સોગ વિયોગ વિડ્વર મારી ઇતિ શમત વરસયન મગન કેલિકમના ધરે ઘરે વિનસત ॥ ૧ ॥ વરચ દોગે જિટ્ઠ તેરમ[2] વદિ દિને થયો જન્મ તા મજ્જરયણી દિશાકુમારી કરે સુઇકમ્મ તવ ચવિયઆસન ઈંદ્ર સુણિય સવિ હરિ ઘટનાદે મેલિ સુરવિં સથ્થે મેરુમથ્થે રચે મજ્જણુકેલિ ॥ ૨ ॥

### ઢાળ–નાભિનયાઘરે ન દન જનમીયા–એ દેશી

વિશ્વસેનનૃપઘરે નદન જનમીયાએ
તિહુયણુ ભવિયણુ પ્રેમશુ પ્રણુમિયાએ

---

૧ ભાદરવા વદિ સાતમ (ગુજરાતી શ્રાવણુ) ૨ જેઠ વદિ તેરસ (ગુજરાતી વૈશાખ)

ત્રુટક—પ્રણમિયા ચઉસઠિ ઇંદ, લેઈ હવે મેરુગિરીંદ, સુરનદીય નીર સમીર તિહાં ખીરજલનિધિનીર ॥ ૧ ॥ સિંહાસણે સુરરાજ, તિહાં મલ્યા દેવ સમાજ સવિ ઔષધિની જાત તિહાં સરસ કમલ વિખ્યાત ॥ ૨ ॥

ઢાલ—વિખ્યાત વિવિધ પરિકર્મનાએ,
તિહાં હરખભર સુરભી વરદામનાએ ॥

ત્રુટક—વરદામ માગધનામ, જેહ તીર્થ ઉત્તમ ઠામ તેહનથી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ ॥ ૩ ॥ બાવનાચંદન સાર, અભિયોગી સુર અધિકાર મન ધરી અધિક આણંદ અવલોકતા જિનચંદ ॥૪॥

ઢાલ—શ્રી જિનચંદ્રે સુરપતિ સવિ ન્હવરાવતાએ
નિજ નિજ જનમ સકૃતારથ ભાવનાએ ॥

ત્રુટક—ભાવતા જનમ પ્રમાણ અભિષેકકલશ મંડાણ આઠ સાખને એક કોડી, શત દોય ને પચાસ જોડી ॥ ૫ ॥ આઠ જાતિના તે હોય, ચઉસઠિ સહસા જોય છપ્પિપરિ ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર ॥ ૬ ॥

ઢાલ—વિવિધ પ્રકારના કરીય મિંગુગારુવાએ
ભરિય જલ વિમલના વિપુલ ભૃંગારુવાએ

ત્રુટક—ભૃંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ઠ પ્રમુખ સુઝેરી સવિ કલશ પરિ મંડાણ તે વિવિધ વસ્તુ પ્રમાણ ॥ ૭ ॥ આરતિ મંગલ દીપ જિનરાજને સમીપ ભગવતિચૂરણીમાંહિ, અધિકાર એહ ઉર્જાહિ ॥ ૮ ॥

ઢાલ—અધિક ઉચ્છરંગે હરખ જલ ભીજતાએ
નવનવ ભાંતિસ્યુ ભક્તિભર કીજતાએ

હુઓ ચૌદ ભુવન ઉદ્યોત નારકી થાવર પ્રમુખ સુખિયા સકલ મગન હોત, દુઃખ દુરિત ઈતિ શમિત સઘળા જિનરાજ જન્મ પ્રતાપ, તિણે હુતે શાન્તિકુમાર ઠવીઓ નામ ઈતિ આલાપ ॥ ૩ ॥ ઇમ શાંતિજિનનો કળશ ભણતાં હાએ મંગલમાલ કલ્યાણકમલા કેલિ કરતાં લહીએ લીલવિલાસ જિનસ્નાન કરીએ સહેજે તરીએ ભવસમુદ્ર અપાર શ્રી જ્ઞાનવિમલસૂરીંદ જંપે શ્રી શાંતિજિન જયકાર ॥ ૪ ॥

ઇતિ શ્રી શાંતિજિનકલશ

## શ્રી શાન્તિનાથ પ્રભુનુ ચૈત્યવંદન

અચિરાનંદન વંદીએ સુવર્ણ કાન્તિ મન મોહે મૃગ લંછન પાયે સોહતો, દર્શન પામી ભવિ હરખાય ॥ ૧ ॥ હસ્તિનાઉર નયરી રાજિયો વિશ્વસેન નૃપ મલ્હાર ચક્રવર્તિ પદને ભોગવી સંયમને સુખકાર ॥ ૨ ॥ જિનચક્રી દો પદ પામીને પામ્યા કેવલ સાર કરુણાસાગર બિરુદ સંભારી, શરણાગતને તાર ॥ ૩ ॥ શાન્ત સુધાકર મૂર્તિ તેરી, ભવિ જીવોને ઉપગારી સુરનરપતિ સેવિત સદા હું પ્રણમું વાર હજારો ॥ ૪ ॥ શાન્તિ જિનંદ ધ્યાનથી, રોગ શોક સબ મીટ જાવે નેમિસૂરિ વચન અમૃતથી ખાતિ નિરંજનપદ ધ્યાવે ॥ ૫ ॥

## શ્રી બૃહત્શાંતિ સ્તોત્ર

ભો ભો ભવ્યા શૃણુત વચનં, પ્રસ્તુતં સર્વમેતદ્
યે યાત્રાયાં ત્રિભુવનગુરો-રાર્હતા ભક્તિભાજઃ,
તેષાં શાંતિ-ર્ભવતુ ભવતા મર્હદાદિપ્રભાવા-
દારોગ્યશ્રી-ધૃતિમતિકરી ક્લેશ-વિધ્વંસહેતુ ૧

ભો ભો ભવ્યાલોકા ઇહ હિ ભરતૈરાવતવિદેહ સંભાવના સમસ્ત તીર્થકૃતાં જન્મન્યાસનપ્રકંપાનંતર મવધિના વિજ્ઞાય સૌધર્માધિપતિ સુઘોષાઘંટા ચાલનાનંતરસકલસુરાસુરેન્દ્રૈ સહ સમાગત્ય સવિનય મર્હદ્ભટ્ટારકં ગૃહીત્વા ગત્વા કનકાદ્રિશૃંગે વિહિતજન્માભિષેક શાંતિમુદ્ઘોષયતિ યથા તતોઽહં કૃતાનુકારમિતિ કૃત્વા મહાજનો યેન ગતઃ સ પંથા ઇતિ ભવ્યજનૈ સહ સમેત્ય સ્નાત્રપીઠે સ્નાત્ર વિધાય શાંતિમુદ્ઘોષયામિ તત્પૂજા યાત્રાસ્નાત્રાદિ મહો સ્વાનંતરમિતિ કૃત્વા કર્ણં દત્વા નિશમ્યતાં નિશમ્યતાં સ્વાહા

ૐ પુણ્યાહં પુણ્યાહં પ્રીયન્તાં પ્રીયન્તાં ભગવં તોઽર્હન્તઃ સર્વજ્ઞા સર્વદર્શિન સ્ત્રિલોકનાથા સ્ત્રિલોકમહિતા સ્ત્રિલોકપૂજ્યાસ્ત્રિલોકેશ્વરા સ્ત્રિલોકોદ્યોતકરા

ૐ ઋષભ અજિત સંભવ અભિનંદન સુમતિ પદ્મપ્રભ સુપાર્શ્વ, ચંદ્રપ્રભ સુવિધિ, શીતલ શ્રેયાંસ વાસુપૂજ્ય, વિમલ અનંત, ધર્મ, શાંતિ કુંથુ અર મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ પાર્શ્વ, વર્દ્ધમાનાંતા જિના શાંતા શાંતિકરા ભવંતુ સ્વાહા

ૐ મુનિયો મુનિપ્રવરા રિપુવિજયદુર્ભિક્ષકાંતારેષુ દુર્ગમાર્ગેષુ રક્ષન્તુ વો નિત્યં સ્વાહા

ૐ હ્રીં શ્રી ધૃતિ-મતિ-કીર્તિ-કાંતિ-બુદ્ધિ-લક્ષ્મી-મેધા-વિદ્યાસાધન-પ્રવેશ-નિવેશ[illegible]

ૐ રોહિણી – પ્રજ્ઞપ્તિ – વજ્રશૃંખલા – વજ્રાંકુશી – અપ્રતિચક્રા – પુરુષદત્તા – કાલી – મહાકાલી – ગૌરી – ગાંધારી – સર્વાસ્ત્રા – મહાજ્વાલા – માનવી – વૈરોટ્યા – અચ્છુપ્તા – માનસી – મહામાનસી ષોડશવિદ્યાદેવ્યો રક્ષંતુ વો નિત્યં સ્વાહા ૭

ૐ આચાર્યોપાધ્યાયપ્રભૃતિચાતુર્વર્ણ્યસ્ય શ્રીશ્રમણસંઘસ્ય શાંતિર્ભવતુ તુષ્ટિર્ભવતુ પુષ્ટિર્ભવતુ ૮

ૐ ગ્રહાશ્ચન્દ્રસૂર્યાંગારકબુધબૃહસ્પતિશુક્રશનૈશ્ચરરાહુકેતુસહિતાઃ સલોકપાલાઃ સોમયમવરુણકુબેરવાસવાદિત્યસ્કંદવિનાયકોપેતા યે ચાન્યેઽપિ ગ્રામનગરક્ષેત્રદેવતાદયસ્તે સર્વે પ્રીયન્તાં પ્રીયન્તાં અક્ષીણકોશકોષ્ઠાગારા નરપતયશ્ચ ભવંતુ સ્વાહા ૯

ૐ પુત્ર – મિત્ર – ભ્રાતૃ – કલત્ર – સુહૃદ્ – સ્વજનસંબંધીબંધુવર્ગ સહિતા નિત્યં ચામોદપ્રમોદકારિણઃ અસ્મિંશ્ચ ભૂમંડલાયતનનિવાસિ – સાધુ – સાધ્વી – શ્રાવક – શ્રાવિકાણાં રોગોપસર્ગવ્યાધિ – દુઃખ – દુર્ભિક્ષ દૌર્મનસ્યોપશમનાય શાંતિર્ભવતુ ૧૦

ૐ તુષ્ટિ – પુષ્ટિ – ઋદ્ધિ – વૃદ્ધિમાંગલ્યોત્સવાઃ સદા પ્રાદુર્ભૂતાનિ પાપાનિ શામ્યન્તુ દુરિતાનિ શત્રવઃ પરાઙ્મુખા ભવંતુ સ્વાહા ૧૧

શ્રીમતે શાંતિનાથાય નમઃ શાંતિવિધાયિને
ત્રૈલોક્યસ્યામરાધીશ – મુકુટાભ્યર્ચિતાંઘ્રયે ॥૧॥
શાંતિઃ શાંતિકરઃ શ્રીમાન્ શાંતિં દિશતુ મે ગુરુઃ
શાંતિરેવ સદા તેષાં યેષાં શાંતિર્ગૃહે ગૃહે ॥૨॥
ઉન્મૃષ્ટરિષ્ટ – દુષ્ટગ્રહગતિદુઃસ્વપ્નદુર્નિમિત્તાદિ
સંપાદિતહિતસંપન્નામગ્રહણં જયતિ શાંતેઃ ॥ ૩ ॥

શ્રીસંઘજગજ્જનપદરાજાધિપરાજસન્નિવેશાનામ્ ગોષ્ઠિકપુર મુખ્યાણામ્ વ્યાહરણૈર્વ્યાહરેચ્છાંતિમ્ ॥ ૪ ॥ શ્રીશ્રમણસંઘસ્ય

શાંતિર્ભવતુ શ્રીજનપદાનાં શાંતિર્ભવતુ શ્રીરાજાધિપાનાં શાંતિર્ભવતુ શ્રીરાજસન્નિવેશાના શાંતિર્ભવતુ, શ્રીગૌષ્ઠિકાનાં શાંતિર્ભવતુ શ્રીપૌરમુખ્યાનાં શાંતિર્ભવતુ શ્રીપૌરજનસ્ય શાંતિર્ભવતુ શ્રીબ્રહ્મલોકસ્ય શાંતિર્ભવતુ ૐ સ્વાહા ૐ સ્વાહા ૐ શ્રીપાર્શ્વનાથાય સ્વાહા

એષા શાંતિ પ્રતિષ્ઠા-યાત્રાસ્નાત્રાદ્યવસાનેષુ શાંતિકલશં ગૃહીત્વા કુંકુમ-ચંદન-કર્પૂરાગરૂધૂપવાસકુસુમાંજલિસમેતઃ સ્નાત્ર ચતુષ્કિકાયાં શ્રીસંઘસમેતઃ શુચિશુચિવપુઃ પુષ્પવસ્ત્રચંદનાભરણાલંકૃતઃ પુષ્પમાલાં કંઠે કૃત્વા શાંતિમુદ્ઘોષયિત્વા શાંતિપાનીયં મસ્તકે દાતવ્યમિતિ

નૃત્યન્તિ નૃત્યં મણિપુષ્પવર્ષં સૃજન્તિ ગાયન્તિ ચ મંગલાનિ સ્તોત્રાણિ ગોત્રાણિ પઠન્તિ મન્ત્રાન્ કલ્યાણભાજો હિ જિનાભિષેકે ॥

શિવમસ્તુ સર્વજગતઃ પરહિતનિરતા ભવન્તુ ભૂતગણાઃ દોષાઃ પ્રયાન્તુ નાશં સર્વત્ર સુખીભવન્તુ લોકાઃ

અહં તિત્થયરમાયા સિવાદેવી તુમ્હનયરનિવાસિની

અમ્હ સિવં તુમ્હ સિવં અસિવોવસમં સિવં ભવતુ સ્વાહા ॥

ઉપસર્ગાઃ ક્ષયં યાન્તિ, છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ

મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ॥

સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણમ્

પ્રધાનં સર્વધર્માણાં જૈનં જયતિ શાસનમ્ ॥



## શ્રી સામાન્ય જિનસ્તવન ૧

સિદ્ધાચળના વાસી જિનને ક્રોડો પ્રણામ-રાગ.

**સાચા જિનવર દેવને મારા ભાવે વદન,** મારા ભાવે વદન, ઘાતિ અઘાતી કર્મો ખપાવી, મિથ્યાતિમિર દૂરે હટાવી, પ્રગટાવી કેવળ જ્યોત, મારા ભાવે વદન **સાચા૦ ૧** સમવસરણે બેસી ધર્મપ્રકાશી, ભવ્ય જીવોને સુમતિ આપી,ઉતાર્યા ભવપાર મારા ભાવે વદન **સાચા૦** ૨ તુજ મૂર્તિ છે આનદકારી, નેરે સુરનર વૃન્દા ભારી, ઝગમગે જ્યોતિ અપાર, મારા ભાવે વદન **સાચા૦ ૩** આવ્યો છુ હુ ખભજન સ્વામી, ચાર ગતિના દુ ખો વામી, ઉતારો ભવ તીર, મારા ભાવે વદન **સાચા૦ ૪ નેમિ** **-અમૃતને** દિલમા ધારી, ક્ષાન્તિવિજયનુ શરણુ પામી, **નિરજન** સુખકાર, મારા ભાવે વદન **સાચા૦ ૫.**

## શ્રીપાર્શ્વનાથ ભગવાનનુ સ્તવન ૨

**પાર્શ્વ જિનકો દિલમે લાવો,** શ્રદ્ધા જ્યોતિ વિક સાવો, મન વચન કાયા એક કરીને, આતમ ધ્યાન જગાવો **પાર્શ્વ૦ ૧** ક્રોધ ભુજગ કો દૂર હટા કર, ક્ષમા વારિ વરસાવો, પાર્શ્વ જિનદકે ચરણે આકે, અવિચલ ભક્તિ જમાવો **પાર્શ્વ૦ ૨** વામાદેવીકો નદન પાકર, અજ્ઞાન તિમિર હટાવો, ચાર ગતિકી લીલા મિટાકે, અવિચલ સુખ પાવો **પાર્શ્વ૦ ૩ નેમિ અમૃત** દિલમે લા કર, જીવન ક્ષાન્તિ જમાવો, **નિરજન** પદ ધ્યાન લગા કર, મુક્તિ મદિર શોભાવો **પાર્શ્વ૦ ૪**

## શ્રીમહાવીર જિનસ્તવનમ્ ૩

(એના કાના રે ગોકુળ તે ગામને ગોંદરે-એ રાગ)

**પ્રભુ વીર રે આવ્યો તુમારે આગણીએ**
તારો નારો તારોને માગ નાથ મહાવીર! આવ્યો તુમારે આગણીએ પ્રભુ વીર રે તુમારે કાને શોભે છે કુંડળો શોભે સારો શણગાર મહાવીર! આવ્યો તુમારે પ્રભુ વીર રે મુગટ શોભે છે મસ્તકે, ગળે દીપે છે ફૂલકેરો હાર, મહાવીર! આવ્યો તુમારે પ્રભુ વીર રે મુખમુદ્રા શાંત જોઈને મારુ મનડુ મગવા ચ્હાય મહાવીર! આવ્યો તુમારે પ્રભુ વીર રે ચક્ષુ તમારી ચમકે છે, ઝગકે જ્યોતિ અપર પાર મહાવીર! આવ્યો તુમારે પ્રભુ વીર રે મૂર્તિ શોભે છે કાન્તિથી જોતા હડુ મારુ હરખાય મહાવીર! આવ્યો તુમારે પ્રભુ વીર રે અગમ્બુદ્ધિ અમને આપોને, આપો આપોને મોક્ષ વિશાળ મહાવીર! આવ્યો તુમારે પ્રભુદાસ ર! વિનતી કરે છે તમને, તારો નિરંજન નિરાકાર મહાવીર! આવ્યો તુમારે

### ગીત ૮

વંદન હો વંદન હો મારા પદ્મપ્રભુને વંદન હો વંદન હો વંદન હો મારા૦ શ્રીધરસુતને વંદન હો, સુસીમા નન્દનને વંદન હો, વંદન હો વંદન હો મારા૦ દેવાધિદેવને વંદન હો પતિતપાવનને વંદન હો વંદન હો વંદન હો મારા૦ ભવોદ્ધારકને વંદન હો કેવળજ્ઞાનીને વંદન હો, વંદન હો વંદન હો, મારા૦ નેમિ અમૃતને વંદન હો, ખાન્તિ ધારકને વંદન હો, વંદન હો, વંદન હો, મારા૦ અરિહંત પ્રભુને વંદન હો, નિરંજન દેવને વંદન હો, વંદન હો વંદન હો, મારા પદ્મપ્રભુને વંદન હો

# ખાસ મંગાવો

જૈન પાઠશાળાના અભ્યાસ કરના બાળકોનાં સુંદર સરકાર-થઇનર માટે ખાસ ઉપયોગી એવા **પ્રભાવના શ્રેણીના દસ સચિત્ર પ્રકારાનો—**

પ્રતિષ્ઠિત અને શ્રદ્ધાસંપન્ન ધાર્મિક શિક્ષકોએ જેના માટે ઉત્તમ અભિપ્રાય આપેલા છે તેના બહુ પ્રચાર માટે દરેકની કિંમત ફક્ત ત્રણ આના રાખેલ છે

સદ્‌ભાવની ભાવનાથી સુંદર આકર્ષક ચિત્રો સહિત ધાર્મિક કથાઓ પર્વોમાં અગર વડીલજનોની સ્મૃતિ નિમિત્તે શુભ પ્રસંગે પ્રભાવના કરી શકાય અને નાના મોટા સૌને હોંશે હોંશે વાંચવા ગમે એવા સુંદર પ્રભાવના શ્રેણીના નીચે મુજબ દશ પુસ્તકો ખાસ મંગાવો

**(૧) પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વ મહિમા (૨) અઠ્ઠમ તપનો મહિમા યાને નાગકેતુ (૩) મેઘકુમાર (૪) સતી અંજના અને રોહિણી (૫) શેઠ નાગદત્ત (૬) ચૈત્રી પુનમનો મહિમા (૭) અભયદાનનો મહિમા યાને રાણી રૂપવતી (૮) શિયળનો મહિમા યાનેસતી હેમવતી (૯) ભાવનો મહિમા યાને માખણશા શેઠ (૧૦) તપનો મહિમા યાને રાજકુમાર તેજપુંજ પ્રત્યેક પુસ્તકની કિંમત ત્રણ આના**

આ પુસ્તકોના લેખક અને સંયોજક જૈન સમાજમાં પંકાયેલ બાળ સાહિત્યકાર **પૂ. સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી નિરંજનવિજયજી** મહારાજ છે એમને વધુ શું કહેવું ?

**નમૂના માટે એક એક નકલ આજે જ મંગાવો**

**જય વિજય-સચિત્ર** પૃ૯ ૫૬ કિંમત આઠ આના

**મહાનાનંદ આન** પૃ૯ ૩૨ કિંમત પાંચ આના

**શ્રી મહાપ્રભાવિક નવસ્મરણાદિ** પૃ ૧૦૦ કિ ૭ આના

**નૂતનસ્તવન મંજૂષા ૫** પૃ૫૬ કિ ૩ આના

---

**પ્રાપ્તિસ્થાન રસિકલાલ અમૃતલાલ શાહ**

ધીકાંટા નગરશેઠના વંડામાં, શાન્તિકુંજ મેડાની, અમદાવાદ-૧



પૃષ્ઠ ૧૧૨ ચિત્રો ૧૩
શ્રી મહાવીર પ્રભુનો ટુંક
જીવનપરિચય.
કિંમત બાર આના

પોષદશમીનો મહિમા
અને
શ્રી પાર્શ્વનાથ અને સુરદત્ત ચરિત્ર



પૃષ્ઠ ૬૪ ચિત્રો ૧૩
શ્રી પાર્શ્વનાથ અને
સુરદત્ત ચરિત્ર
કિંમત ૮ આના

**મૌન એકાદશીનો મહિમા**
**યાને સુવ્રતશેઠ**
પૃષ્ઠ ૫૬ ચિત્રો ૧૪
શ્રી નેમિનાથ અને મૌન એકા
દશીના આરાધક સુવ્રતશેઠનું
બોધક જીવન ચરિત્ર
કિંમત ૯ આના

મુખ્ય પુસ્તક પ્રાપ્તિસ્થાન
**શ્રી રસિકલાલ અમૃતલાલ શાહ**
ઠે. ધીકાંટા નગરશેઠના વંડામાં,
શાંતિકુંજ કોલોની
રૂમ નં.-૧.